# આમુખ

આપણા દેશમાં અનેક નાની મોટી ચળવળો હાલ ચાલી રહી છે, તેને પરિણામે આપણી ભવિષ્યની સ્થિતિમા મોટો ફેરફાર થવાનો સંભવ ખરો. આ ચળવળો યોગ્ય દિશામા કામ કરે અને તેને અંગે જે ફેરફારો થાય તે જનસમૂહની મરજી પ્રમાણે થાય તે ઇચ્છવા-યોગ્ય છે. આવી ચળવળોમાં મોટે ભાગે અમુક આગળ પડતા માણસો જ ભાગ લે છે અને સાધારણ પ્રજા તે પર યોગ્ય ધ્યાન આપી શકતી નથી. યોગ્ય ધ્યાન ન આપી શકવાનું એક કારણ એ છે કે ચાલુ બનાવોની યોગ્ય સમજ તેમને પડતી નથી, અને તે સમજ પાડવાના યોગ્ય સાધનો મળતાં પણ નથી. આમ હોવાને લીધે કેટલીક ખોટી પરિસ્થિતિ ઊભી થવાનો સંભવ રહે છે અને તે દૂર કરવાના પ્રયાસો થવા જોઈએ.

આવાં પ્રયાસો પૈકી એક તો એ કે આજે આપણા દેશમા તેમ જ દુનિયાના બીજા દેશોમા જે કાંઈ બને છે તેની ટૂંકી હકીકત લોકો સમજી શકે તેવી સરળ ભાષામા મૂકવામા આવે. તો ઉપર જણાવેલા બધા ફેરફારો બાબત યોગ્ય માહિતી મેળવવાનું સાધન મળે. ઘણા દેશોમા આવી માહિતીનુ સાધન તે દેશની Year Book હોય છે સરકાર તરફથી અથવા ખાનગી સંસ્થાઓ તરફથી આવી Year Book બહાર પાડવામા આવે છે અને તેમા મુખ્ય કરીને તે દેશની જાણવાલાયક બધી હકીકતોનો સમાવેશ થાય છે આવી Year Book દેશના કામમા આગળ પડતો ભાગ લેનારને ઉપયોગી થઈ પડે છે, તે ઉપરાંત વેપારી–વર્ગને તથા દેશના આર્થિક અને સામાજિક સુધારકોને પણ તે ખાસ ઉપયોગી થઈ પડે છે.

હિંદુસ્તાનને લગતી આવી માહિતી આપે તેવી બે Year Book અંગ્રેજી ભાષામા પ્રસિદ્ધ થાય છે. Times of India ની Indian Year Book અને Indian Finance Year Book, જે કલકત્તામા પ્રસિદ્ધ થતા અઠવાડિક પત્ર Indian Finance તરફથી બહાર પાડવામા આવે છે. આ પુસ્તકનો ઉપયોગ

અંગ્રેજી જાણનાર માણસો જ કરી શકે. અંગ્રેજી જાણનાર સંખ્યા આપણા દેશમાં જૂજ હોવાથી આ ઉપયોગી માહિતીથી મોટો વર્ગ અજાણ રહે તેમાં કાંઈ નવાઈ નથી.

હિંદુસ્તાનની દરેક મુખ્ય ભાષામાં આવી Year Book બહાર પાડવાની અને તેનો પ્રચાર કરવાની ખાસ જરૂર છે.

તેમ થાય તો પણ બીજા દેશોની માહિતી આપણી ભાષામાં મળવી મુશ્કેલ છે; અને જુદાં જુદાં કામમાં રોકાયેલા લોકોને ઘણાં પુસ્તકો વાંચવાનો સમય પણ મળતો નથી. તેથી દુનિયાના મુખ્ય દેશોની આવી માહિતી સારાંશ રૂપે લોકોને મળે તો તે એક મોટી જરૂરિયાત પૂરી પાડે. આવી એક World Year Book અથવા 'વિશ્વદર્શન' શ્રીયુત છોટાલાલ માનસિંગ કામદારે લખવાનું સાહસ કર્યું છે તે માટે તેમને અભિનંદન ઘટે છે.

ગુજરાતી સાહિત્યનો વિકાસ હાલ સારો થતો જાય છે. અનેક વિષયોને લગતાં નવાં પુસ્તકો પ્રસિદ્ધ થતાં જાય છે. 'વિશ્વદર્શન'ની પ્રસિદ્ધિથી ગુજરાતી સાહિત્યમાં આ જાતના પુસ્તકની ખોટ પુરાય છે. આથી ઘણી સામાન્ય બાબતોનું જ્ઞાન ગુજરાતી સમાજને સહેલાઈથી મળી શકશે. આવા પ્રકારનાં પુસ્તકો અન્ય ભાષામાં ઘણાં હોય છે, અને તેમાં બહાર પાડેલી માહિતી વખતો વખત તાજી રાખવા તેની નવી આવૃત્તિઓ વારંવાર બહાર પડે છે. અન્ય દેશોના જનસમાજની આ બાબતમાં ઉત્સુકતાને લીધે જ આવાં સાહસો ફળીભૂત થઈ શકે છે. તે પ્રમાણે શ્રીયુત કામદારના આ સાહસને ગુજરાતી જનસમાજ વધાવી લે એવી જરૂર આશા રખાય. પુસ્તકના પ્રકાશન વિષેનો ઇતિહાસ શ્રીયુત કામદારે વર્ણવેલ છે, તેનાથી હતાશ ન થતાં છેવટ આ પુસ્તક પોતે પ્રગટ કરાવી શક્યા તે માટે તેમને અભિનંદન આપું છું અને ઇચ્છું છું કે આ પુસ્તકની આવૃત્તિઓ કાઢવાનો તેમને પ્રસંગ આવે.

મુંબઈ યુનિવર્સિટી, તા. ૨૬-૯-૩૮

ચંદુલાલ નગીનદાસ વકીલ
યુનિવર્સિટી પ્રોફેસર ઓફ ઇકોનોમિક્સ




## સંગ્રાહકનું વક્તવ્ય

લગભગ ચારેક વર્ષ પહેલાં અંગ્રેજીમાં Year Book મારા જોવામાં આવતાં અંગ્રેજી ન જાણનારાઓ માટે, તે જાતના પુસ્તકની ગૂજરાતી ભાષામાં મને આવશ્યકતા જણાઈ અને થોડા મહિના તે જ કાર્ય પાછળ મંડી રહીને ગૂજરાતીમાં પુસ્તક તૈયાર કર્યું.

પણ તેટલાથી તે કાર્ય પૂરતું થતું નહોતું. લખેલ પુસ્તક પ્રકાશન ન પામે તો તેની પાછળ લીધેલો શ્રમ વ્યર્થ જાય તે દેખીતું હતું. એટલે મોટી ગણાતી ઘણી ખરી પ્રકાશનસંસ્થાઓને વારાફરતી તે પુસ્તક જોવા માટે મોકલી આપ્યું. લગભગ દરેકે પુસ્તકની ગૂજરાતી ભાષામાં આવશ્યકતા સ્વીકારી, પરંતુ પ્રકાશનનું જોખમ ખેડવા કોઈ સંસ્થા તૈયાર નહોતી. છેલ્લા એક દાવ તરીકે ભારતી સાહિત્ય સંઘવાળા શ્રીયુત મોહનભાઈને તે જોવા માટે મોકલ્યું, ને તેમને બધી વાતની જાણ કર્યા છતાં સંસ્થાએ પ્રકાશનનું સાહસ માથે વહોરી લીધું.

અગાઉ આપણે ત્યાં 'સંસાર ચોપડી' નામે પુસ્તક મળતું હતું. તેમાં અનેક ઉપયોગી બાબતોનો સમાવેશ થતો હતો. હાલ તો ઘણાં વર્ષો થયાં તે પુસ્તક મળી શકતું નથી. તે વખતના લોકોની માહિતી-પૂરતું તે પુસ્તક સારું હતું. તેમાં કોષ્ટકો, પચાસી જંત્રી, ઈસપની વાતો, પત્રવ્યવહારના નમૂના વિગેરે અનેક બાબતોનો સમાવેશ કરવામાં આવતો હતો.

અતિ ઝડપથી આગળ ધપતા આ જમાનામાં તેના પુસ્તકની અમુક બાબતો જ આજ ઉપયોગી થઈ પડે. એટલે તે પુસ્તકની ધાટી પર આ પુસ્તક રચાયેલું ગણી શકાય.

આવાં પુસ્તકોમાં આપવામાં આવેલી હકીકતો તથા આંકડા અદ્યતન હોવા જોઈએ. પુસ્તક છપાતાં લાગતા સમયમાં પણ અનેક ફેરફારો થાય તે સ્વાભાવિક છે, એટલે અમુક સમયમર્યાદા નક્કી કરીને જ તે સમય સુધી મળતા આંકડાઓ આપવાનું બની શકે. આ પુસ્તકમાં ૧૯૩૭ ની મર્યાદા રાખી છે, જો કે તેમાં પણ શક્ય ફેરફારો કર્યા છે. અંગ્રેજી અને બીજી ભાષાઓમાં આવા પ્રકાશનો વાર્ષિક હોય છે, અને તેની ખપત પણ બહુ મોટી હોય છે. શ્રી ભારતી સાહિત્ય સંઘે ગૂજરાતી ભાષામાં પ્રગટ કરવાનું સાહસ કર્યું છે, તેને જો સાહિત્યરસિકો તરફથી પ્રોત્સાહન મળશે તો આ પ્રકાશન વાર્ષિક કરવાની અભિલાષા છે.

ઘણી સંભાળ રાખ્યા છતાં અમુક મુદ્રણદોષો રહી ગયા છે. તેનું શુદ્ધિપત્રક સાથે આપવામાં આવ્યું છે, જે પ્રમાણે પહેલેથી સુધારી લેવાની વાચકોને વિનતિ છે.

આ પુસ્તક તથા તેની અંદર રહેલી બાબતો માટે જે કોઈ વાંચક નીચે લખેલ સરનામે મને સૂચના કરશે તેનો સાભાર સ્વીકાર થશે અને બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવશે તો તેનો ઉપયોગ કરવામાં આવશે.

આ પુસ્તકનો આમુખ લખી આપવા માટે મુંબઈ યુનિવર્સિટીના વિખ્યાત અર્થશાસ્ત્રી શ્રી ચંદુલાલ એન. વકીલે પોતાની અનેક રોકાણોમાંથી સમય કાઢી આપ્યો તે માટે તેમનો, પ્રો. વકીલનો સુયોગ મેળવી આપનાર મારા મિત્ર શ્રી. મનુભાઈ ખટેરિયાનો તથા પુસ્તક પ્રગટ કરવાનું સાહસ વહોરનાર, ભારતી સાહિત્ય સંઘના સંચાલકનો અત્યંત આભારી છું.

વાંકાનેર (કાઠિયાવાડ)<br>
તા. ૧૭ ઑગસ્ટ ૧૯૩૮ } છોટાલાલ માનસિંગ કામદાર




# અનુક્રમણિકા

# હિંદ પર દૃષ્ટિપાત

હિંદી સામ્રાજ્યનો વિસ્તાર ઉત્તરથી દક્ષિણ ૨,૦૦૦ માઇલનો તથા પૂર્વથી પશ્ચિમ ૨,૫૦૦ માઇલનો છે. તેનું કુલ ક્ષેત્રફળ બ્રિટિશ ટાપુઓના ક્ષેત્રફળ કરતાં લગભગ ૨૨ ગણું છે. મુંબઇથી પેશાવર લગભગ ૧,૫૦૦ માઇલ છે. પેશાવરથી કલકત્તા તેટલું જ છે. દિલ્હી મુંબઇથી ૯૫૦ માઇલ, કલકત્તાથી ૯૦૦ માઇલ અને પેશાવરથી ૬૦૦ માઇલ છે. કલકત્તાથી મુંબઇ લગભગ ૧,૨૦૦ માઇલ છે. કાશ્મીરની ઉત્તરથી હિંદની દક્ષિણ સુધી ૨,૦૦૦ માઇલથી વધારે છે. અને બલુચિસ્તાનથી બર્માનાં શાન રાજ્યો સુધી ૨,૫૦૦ માઇલથી વધારે છે. તેનો વિસ્તાર ૪૦° રેખાંશ અને ૩૦° અક્ષાંશ સુધીનો છે. હિંદમાં ૬,૦૦૦ માઇલની જમીનની સરહદ તથા ૫,૦૦૦ માઇલની સમુદ્રની સરહદ છે. તેના કિનારાની રેખા લગભગ ૫,૦૦૦ માઇલ છે.

હિંદના ઘણા ભાગ પાડી શકાય. પરંતુ વિશાળ દૃષ્ટિએ ત્રણ ભાગ પાડવા સુગમ પડશે.

૧. ઉત્તરમાં હિમાલય પ્રદેશ.

૨. સિંધુ-ગંગાનો પ્રદેશ.

૩. દક્ષિણ વિભાગ.

હિમાલયપ્રદેશ પશ્ચિમમાં અફગાનિસ્તાનથી શરૂ કરી પૂર્વમાં બર્મા સુધી ઉત્તર પ્રદેશમાં આવી રહેલો ગણી શકાય. આ પ્રદેશ ૧,૫૦૦ માઇલનો છે. તેની પહોળાઇ લગભગ ૨૦૦ માઇલની છે. તે ઉત્તરના પ્રદેશના આડો કુદરતી રીતે આવી રહેલો છે.

આ હિમાલય પર્વતની હાર હિંદ અને તિબેટ વચ્ચે એવડા કિલ્લાનું કાર્ય બજાવે છે. આ કિલ્લાના દક્ષિણ તરફનાં ઢાળમાં સુંદર જંગલો, સીધી નેળો તથા ગરમ પ્રદેશવાળી ખીણો આવી રહેલાં છે. વચ્ચે ઊંચા પર્વતના શિખરોવાળો મોટો પ્રદેશ આવેલ છે. આ શિખરો સદાને માટે હિમાચ્છાદિત હોય છે. ઉત્તરમાં ઊંચી ખીણો આવેલ છે, તેના પર નહિ જેવી લીલોતરી થાય છે. હિમાલય પર્વત પૂર્વમાં બ્રહ્મપુત્રા તથા પશ્ચિમમાં સિંધુ નામની બે મહાન નદીઓની વચ્ચે આવેલ છે. પશ્ચિમમાં ઉચ્ચ શિખર નંગ પર્વત છે, તેની ઊંચાઇ ૨૬,૬૨૦ ફીટ છે. તે કાશ્મીરના વાયવ્ય ખૂણામાં આવેલું છે. જગતનું સૌથી ઉચ્ચ શિખર માઉન્ટ એવરેસ્ટ નેપાળ-હિમાલયમાં આવેલ છે. તેનાથી ઊંચાઇમાં ઊતરતું શિખર ગોડવિન ઓસ્ટેન છે. નંદાદેવી કુમાઉનમાં આવેલ છે અને બ્રિટિશ હિંદમાં આવેલ હિમાલયનું ઊંચામાં ઊંચું શિખર છે. (૨૬,૮૨૯ ફીટ) પૂર્વના છેડાનું કાંચનજંઘા પણ નેપાળમાં આવેલું છે.

સિંધુ-ગંગાનો પ્રદેશ ઉત્તરમાં હિમાલય અને દક્ષિણમાં દક્ષિણ પ્રદેશની વચ્ચે આવેલો છે. મોટે ભાગે તે નીચાણનો પ્રદેશ છે અને વાયવ્ય ખૂણા તરફ ઉચ્ચ થતો જાય છે. તે દરિયાની સપાટીથી ૧,૦૦૦ ફીટ કરતાં વધારે ઊંચો નથી. ઉત્તર હિંદનો મોટો ભાગ તે રોકે છે અને એક છેડાથી બીજા છેડા સુધી તે ૨,૦૦૦ માઇલ કરતાં વધારે છે અને સામાન્ય રીતે ૧૫૦થી ૨૦૦ માઇલ પહોળો છે. નામ બતાવી આપે છે તેમ તેમાં બે નદીઓના પ્રવાહ આવી રહેલા છે. પંજાબમાં સિંધુ નદી તથા તેને મળનારી નાની નદીઓ અને પ્રદેશના મધ્ય અને પૂર્વના ભાગમાં વહેતી ગંગા નદી અને તેને મળનારી બીજી નાની નદીઓ. બ્રહ્મપુત્રા નામની એક ત્રીજી મોટી નદી હિમાલયના પૂર્વ પ્રદેશને અડીને વહે છે અને ગંગા નદીને જઇ મળે છે. આ ત્રણે નદીઓનો પ્રદેશ આખા હિંદમાં ખૂબ ફળદ્રૂપ છે. તે પ્રદેશમાં આખા હિંદની ૨/૫ ભાગની વસ્તીનું પોષણ થાય છે. તે પ્રદેશમાં મોટાં શહેરો તથા નગરોની સંખ્યા વધારે પ્રમાણમાં છે. જમીન ઊંડાણવાળી છે અને આ પ્રદેશ બહુ સપાટ છે. ગંગા નદીના પ્રદેશથી માંડીને સિંધુ નદીના પ્રદેશના આ મોટાં મેદાનના

મધ્ય ભાગમાં એક પણ ટેકરી અથવા દરિયાની સપાટીથી ૭૦૦ માઇલ ઊંચો પ્રદેશ જોયા વિના મુસાફરી કરવાનું શક્ય છે. સિંધુ-ગંગાનો પ્રદેશ તેના પ્રમાણમાં ભરચક વસ્તીવાળો છે. તેમાં ગામડાંઓ તથા મોટાં શહેરો આવેલાં છે. તેમાંનાં કેટલાંક ખૂબ પ્રાચીન તથા પ્રખ્યાત છે. તેમાં પંજાબ, દિલ્હી, સંયુક્તપ્રાંત, બિહાર તથા બંગાળાનો સમાવેશ થાય છે. મેદાનના પૂર્વ તરફના વિસ્તારમાં બ્રહ્મપુત્રાની ખીણ આવેલ છે. તે આસામ પ્રાંત છે.

દક્ષિણમાં દક્ષિણપ્રદેશ પશ્ચિમ બાજુથી પૂર્વ તરફ ઢળતો આવે છે. પશ્ચિમઘાટમાં ૫,૦૦૦ ફીટથી શરૂ કરીને પૂર્વઘાટમાં ૧,૦૦૦ ફીટ તે પહોંચે છે. નર્મદા તથા તાપીના અપવાદ સિવાય બીજી નદીઓ પૂર્વમાં બંગાળાના ઉપસાગરમાં વહે છે. સામાન્યતઃ નદીઓનો જળમાર્ગ તરીકે ઉપયોગ થતો નથી. મેદાનની નદીઓ પરનાં શહેરો ખાસ અગત્યનાં નથી. આ પ્રદેશ ગંગા-સિંધુના પ્રદેશને જરા પણ મળતો આવતો નથી. તે સીધો પ્રદેશ નથી પણ સમુદ્રની સપાટીથી ૧,૦૦૦ ફીટથી માંડીને ૩,૦૦૦ ફીટ ઊંચો છે. દક્ષિણપ્રદેશનાં રાજ્યો તથા પ્રાંતો નીચે મુજબ છે. મધ્યપ્રાંત તથા વરાડ, મુંબઇ તથા મદ્રાસ ઇલાકાનો થોડો ભાગ તથા હૈદ્રાબાદ તથા મ્હૈસુરનાં દેશી રાજ્યો.

દેશનો મોટો ભાગ ઉષ્ણ કટિબંધમાં આવેલો હોઇ હવાપાણી ઉષ્ણ છે. નિયમ તરીકે નીચાણના પ્રદેશોમાં ખૂબ ગરમી પડે છે અને ઉચ્ચ પ્રદેશોનું હવામાન નીચું હોય છે. ઉત્તરના ભાગોમાં શિયાળામાં હવામાન ઇંગ્લંડના ઉનાળાના જેટલું હોય છે. હિંદી હવાપાણીની ખાસ વિશિષ્ટતા 'નિયમિતતા' છે. વર્ષાઋતુનો આધાર નીચેના પવન-પ્રવાહો ઉપર છેઃ

**અરબી સમુદ્રનો પ્રવાહ :** એપ્રિલથી સપ્ટેમ્બર સુધી સિંધ અને રજપૂતાનાના રેતાળ પ્રદેશમાં સૂર્યનાં કિરણો સીધાં પડે છે, તેથી ત્યાંની હવા ગરમ થઇને ઊંચે ચઢે છે, અને તેની ખાલી પડેલી જગ્યા પૂરવાને નૈઋત્ય તરફથી સમુદ્ર તરફની હવા આવે છે. વિશાળ મહાસાગરની સપાટી પરથી આવતી આ હવા પુષ્કળ ભેજવાળી

હોય છે. આ પવન ૭ માસ પર્યંત આખા હિંદ પર વાય છે, તેથી દેશના ઘણાખરા ભાગમાં જૂનથી સપ્ટેમ્બર સુધીમાં સારો વરસાદ પડે છે.

અરબી સમુદ્ર પરથી પવન ઉત્પન્ન થઈને આગળ વધતાં તેના માર્ગમાં પ્રથમ સહ્યાદ્રિ ગિરિમાળા આવે છે, તેને ઓળંગવા માટે ઊંચે ચડતાં તે ઠંડો પડે છે, તેને લીધે પશ્ચિમ કિનારાના મેદાનમાં ૧૦૦ થી ૧૫૦ ઇંચ જેટલો અને સહ્યાદ્રિ ઉપર ૨૦૦ થી ૩૦૦ ઇંચ જેટલો વરસાદ પડે છે. સહ્યાદ્રિ ઓળંગ્યા પછી દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં કોઈ બીજી ગિરિમાળા ન હોવાથી તે વધારે ઠંડો થઈ શકતો નથી; તેથી દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં ૨૦ થી ૩૦ ઇંચ જેટલો સાધારણ વરસાદ પડે છે. ગુજરાત, કાઠિયાવાડમાં પણ તેટલો જ પડે છે. પણ સિંધમાં ઘણો જ થોડો પડે છે, કારણ કે તે પ્રદેશમાં રેતાળ રણ હોવાથી ત્યાં પવન ઠંડો થવાને બદલે ઊલટો ગરમ બની જાય છે.

મુંબઈ ઇલાકો છોડી એ પવનપ્રવાહ પોતાના મુસાફરી આગળ શરૂ કરે છે ત્યારે તેના માર્ગમાં સાતપુડા અને વિંધ્યાગિરિમાળાઓ આવે છે. એ ગિરિમાળાઓ બહુ ઊંચી નથી, તોપણ તેને ઓળંગવાને ઊંચે ચડતાં પવન ઠંડો પડવાથી મધ્યહિંદના પ્રદેશને ૪૦થી ૫૦ ઇંચ જેટલો વરસાદ મળે છે. ત્યારપછી આગળ જતાં પવનપ્રવાહના માર્ગમાં હિમાલય આવે છે. તેને ઓળંગવા માટે તેને ૨૦ હજાર ફીટ કરતાં પણ વધારે ઊંચે ચડવું પડે છે, અને તેમ થતાં પોતાની અંદર બાકી રહેલો તમામ ભેજ, વરસાદ, કરા કે બરફરૂપે હિમાલયને આપી દેવો પડે છે. હિમાલય ઓળંગ્યા પછી તેમાં જરાયે ભેજ બાકી રહેતો નથી.

**બંગાળી ઉપસાગરનો પ્રવાહ :** જે કારણથી અરબી સમુદ્ર પરથી પ્રવાહ ઉત્પન્ન થાય છે, તે જ કારણથી બંગાળાના ઉપસાગર ઉપરથી પણ પવનપ્રવાહ ઉત્પન્ન થાય છે. તેના માર્ગમાં બંગાળા, આસામ અને બ્રહ્મદેશ એ ત્રણ પ્રાંતો આવે છે; એ પ્રવાહના માર્ગમાં ખાસ્યાના અને આરાકાનના ડુંગરો આવે છે, તેથી તે ડુંગરો પર સહ્યાદ્રિની પેઠે પુષ્કળ વરસાદ પડે છે. ખાસ્યાના ડુંગરો ઉપર ૫૦૦ થી ૮૦૦

ઇંચ જેટલો વરસાદ પડે છે. આખી પૃથ્વી ઉપર આટલો વરસાદ બીજે કોઇ પણ સ્થળે પડતો નથી.

**ઇશાનનો પવનપ્રવાહ :** આપણા દેશ ઉપર ઑક્ટોબરથી માર્ચ સુધી ઇશાન તરફથી પવન વાય છે. તે પવન સ્થળ તરફથી આવતો હોવાથી તેમાં ભેજ હોતો નથી, માત્ર હિંદના પૂર્વ કિનારા પર જ તે સમુદ્ર પરથી વાય છે, તેથી તેટલા ભાગને તે વરસાદનો લાભ આપે છે. દેશના બાકીના તમામ ભાગોમાં તે સ્થળ પરથી આવતો હોવાથી સૂકો હોય છે, એટલે બીજે કોઇ પણ ઠેકાણે શિયાળામાં વરસાદ પડતો નથી.

નૈઋત્યના અને ઇશાનના પ્રવાહો સર્વત્ર નૈઋત્ય અને ઇશાનમાં થી જ વાય છે એમ સમજવાનું નથી, તેને વાવાની દિશાનો આધાર પર્વતોની હારો અને ખીણો ઉપર રહે છે.

બલુચિસ્તાન અને ઉત્તર કાસ્મીર નૈઋત્ય–પવન–પ્રવાહના માર્ગની બહાર છે, તેથી ત્યાં ચોમાસામાં વરસાદ ભાગ્યે જ પડે છે. ત્યાં ઘણે ભાગે શિયાળામાં થોડો વરસાદ કે બરફ પડે છે. હિંદની વર્ષાઋતુ વિષે ટૂંકામાં કહીએ તો પશ્ચિમકિનારાના મેદાનમાં, આસામમાં, હિમાલયની તળેટીમાં અને બ્રહ્મદેશમાં પુષ્કળ વરસાદ પડે છે. ઉત્તરના મેદાનમાં બંગાળાથી સિંધ તરફ જતાં વરસાદનું પ્રમાણ ઓછું ઓછું થતું જાય છે. દ્વીપકલ્પના ઉચ્ચ પ્રદેશમાં २० થી ३० ઇંચ જેટલો સાધારણ વરસાદ પડે છે અને મદ્રાસ ઇલાકાના કિનારા પાસેના ભાગમાં જૂનથી જાન્યુઆરી સુધી આઠ માસ સુધી વરસાદ પડે છે.

## હિંદનું ક્ષેત્રફળ

હિંદનું ક્ષેત્રફળ १,८०८,६७९ ચોરસ માઇલનું છે. બ્રિટન કરતાં તે વીસગણાથી વધારે છે, અથવા યુરોપમાંથી રશિયાને બાદ કરતાં જે ક્ષેત્રફળ રહે તેના જેટલું છે. બ્રિટિશ હિંદનું ક્ષેત્રફળ १,०९६,१७१ ચોરસ માઇલ છે. દેશી રાજ્યો તથા એજન્સીઓનું ७१२,५०८ ચોરસ માઇલ છે. બ્રિટિશ પ્રાંતોનું ક્ષેત્રફળ કુલ ક્ષેત્રફળના ६१ ટકા છે અને કુલ વસ્તીના ७७ ટકા વસ્તી તેમાં છે. હિંદની વસ્તી १८७२માં २०$\frac{६}{१}$ કરોડ,

૧૯૦૧માં ૨૯½ કરોડ, ૧૯૨૧માં ૩૧½ કરોડ, અને ૧૯૩૧માં ૩૫ કરોડ હતી. એટલે કે ૬૦ વર્ષોના ગાળામાં ૭૦ ટકા વસ્તી વધી છે. બ્રિટિશ હિંદમાં દર ચોરસ માઇલે ૧૯૬ અને દેશી રાજ્યોમાં ૧૧૩ની વસ્તી છે. વસ્તીના ૯૦ ટકા ગામડાંઓમાં રહે છે, શહેરોમાં માત્ર ૧૦ ટકા રહે છે.

## હિંદના પર્વતના ઘાટો

હિંદનાં બે મુખ્ય પ્રવેશદ્વાર બોલનઘાટ તથા ખૈબરઘાટ છે. ત્રીજો એક ગોમલઘાટ છે. ચોથો રસ્તો મકરાનના સમુદ્રકાંઠાનો છે. ઝોઝીલાઘાટ અને કારાકોરમઘાટને રસ્તે કાશ્મીરમાં થઇ બીજા બે વિકટ રસ્તા છે. પંજાબથી તિબેટ સુધી શિપકીઘાટ છે. હિંદ અને બર્મા વચ્ચે પર્વતોમાં થઇને ચાર મુખ્ય રસ્તાઓ છે : હુકોંગ, મનિપુર રસ્તો, ધીએન અને તુંગપઘાટ. પણ તેમનો જવલ્લે જ ઉપયોગ કરવામાં આવે છે.

## નદીઓ

૧ **ઉત્તર હિંદની નદીઓ**—આ બધી પર્વતોની દીવાલમાંથી ઉદ્ભવ પામે છે પર્વત પરના બરફના ઓગળવાથી તેમને પાણી મળે છે. માત્ર ચોમાસાના વરસાદ પર તેઓ પાણી માટે આધાર રાખતી નથી પણ પર્વતના બરફ પર આધાર રાખે છે.

ઉત્તર હિંદની ત્રણ મોટી નદીઓ છે. [અ] સિંધુ તથા તેને મળનારી પાંચ નદીઓ. [બ] ગંગા અને તેને મળનારી નદીઓ [ક] બ્રહ્મપુત્રા નદી.

૨ **હિંદી દ્વીપકલ્પની નદીઓ**—આ નદીઓ ઉત્તર હિંદની નદીઓ કરતાં તદ્દન જુદી જાતની છે. તે ઉચ્ચપ્રદેશની ટેકરીઓમાંથી નીકળે છે અને ચોમાસાના વરસાદ પર મુખ્યત્વે આધાર રાખે છે. આ નદીઓ પશ્ચિમઘાટની નજીકમાંથી નીકળી બંગાળાના ઉપસાગરમાં મળી જાય છે. મુખ્ય નદીઓ મહાનદી, ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી છે. ઉત્તર તરફની બે નદીઓ નર્મદા અને તાપી પશ્ચિમ તરફ વહે છે.

## સ્થાન

રેખાંશ ૬૧° થી ૧૦૧° પૂર્વ

અક્ષાંશ ૮° થી ૩૭° ઉત્તર

## વસ્તી

૩૫૨,૮૩૭,૭૭૮ ( દુનિયાની વસ્તીનો પાંચમો ભાગ) ૧૯૨૧ની ગણત્રી કરતાં ૧૦.૬ ટકા વધારે.

**બ્રિટિશ હિંદ :** ૧,૦૯૬,૯૭૧ ચોરસ માઇલ. વસ્તી ૨૭૧,૫૨૬,૯૩૩.

**દેશી રાજ્યો :** હિંદી રાજાઓ નીચે બ્રિટિશ સત્તાના હેઠળ છે તેમનું ક્ષેત્રફળ ૭૧૨,૫૦૮ ચોરસ માઇલ છે. તેમની સંખ્યા ૬૦૦ની છે.

ક્ષેત્રફળ હિંદના ક્ષેત્રફળનો ત્રીજો ભાગ : વસ્તી ૮૧,૩૧૦,૮૪૫.

દેશી રાજ્યોના બ્રિટિશ તાજ સાથેના સંબંધનું સંક્ષિપ્તકમાં સ્પષ્ટીકરણ છે. રાજાઓ પોતાના સ્ટેટના કામકાજની વ્યવસ્થા કરે છે, કર ઉઘરાવે છે, પોતાના કાયદા ઘડે છે અને સશસ્ત્ર લશ્કર રાખે છે. આ બધું બ્રિટિશ રેસિડન્ટની સલાહ મુજબ કરવામાં આવે છે.

આ રાજ્યો સ્વતંત્ર ન ગણી શકાય, કેમકે બહારના હુમલા સામે સર્વોપરી સત્તા તેમનું રક્ષણ કરવાની ખાત્રી આપે છે. બહારની સત્તા તથા બીજાં રાજ્યો વચ્ચેના સંબંધમાં પણ તે સત્તા કામ કરે છે, અને જ્યારે રાજ્યની આંતરિક સુલેહ ભયમાં હોય ત્યારે તે વચ્ચે પડે છે. અંદરના અને બહારના રક્ષણના બદલામાં તેઓએ બ્રિટિશ તાજને પોતાની સર્વ સત્તા સોંપી દીધી છે. બહારનાં રાજ્યો સાથે તેઓ લડાઇ કે સુલેહ કરી શકતાં નથી. અંધેર, અવ્યવસ્થા, નાલાયકી અને બેવફાઇના કારણસર તાજના વતી હિંદી સરકાર વહીવટમાં રાજ્ય વચ્ચે પડે છે.

તેમના પરદેશ સાથેના સંબંધો બ્રિટિશ તાજના હાથમાં છે. તેમનાં સાર્વજનિક હિત સાચવવા નરેન્દ્રમંડળની સ્થાપના કરવામાં આવી છે. તે ૬ સભ્યોની સ્ટેન્ડીંગ કમિટીની તથા ચાન્સેલરની ચૂંટણી કરે છે.

આ રાજ્યોમાં નાનાં તથા મોટાં રાજ્યોનો સમાવેશ થાય છે. હૈદ્રાબાદ જેવાં રાજ્યો ઈંગ્લંડ અને સ્કૉટલંડ કરતાં મોટાં છે, ત્યારે માઉન્ટ આબુ (વસ્તી ૪,૫૦૦) અને રજપૂતાનામાં લાવા (વસ્તી ૨,૭૦૦) જેવાં રાજ્યો નાની જાગીર જેવડાં છે.

હિંદી સરકારના નવા કાયદા મુજબ, જો રાજ્યની અર્ધી વસતી હા પાડે તો દેશી રાજ્યો સમવાયતંત્રમાં જોડાઇ શકે છે. જ્યારે સમવાયતંત્ર સંપૂર્ણ થશે ત્યારે સમવાયતંત્રની ધારાસભામાં તેઓ સભ્યો મોકલશે.

## નવું બંધારણ

આખો હિંદ મધ્ય સરકારમાં જોડાઇ જશે. હિંદી રાજાઓને સમવાયતંત્રમાં જોડાવા માટે પૂછવામાં આવ્યું છે. જો રાજ્યની અર્ધી પ્રજા હા પાડશે તો સમવાયતંત્ર જાહેર કરવામાં આવશે.

ફેડરલ પાર્લામેન્ટના બે ભાગ થશે. નીચેની સભાની ચૂંટણી દર પાંચ વર્ષે થશે. આ ફેડરલ એસેમ્બ્લીમાં 'પ્રાંતિક પાર્લામેન્ટે ચૂંટી કાઢેલા બ્રિટિશ હિંદના ૨૫૦ પ્રતિનિધિ અને ૬૫૦ દેશી રાજ્યોના ૧૨૫ પ્રતિનિધિ રહેશે.

બીજી સભાનું નામ 'કાઉન્સીલ ઑફ સ્ટેટ' (રાજસભા) રહેશે. ૧૦૦,૦૦૦ મતદારોએ ખાસ ચૂંટી કાઢેલા બ્રિટિશ હિંદના ૧૫૬ પ્રતિનિધિઓ તથા ૬૫૦ દેશી રાજ્યોના ૧૦૪ પ્રતિનિધિઓ તેમાં રહેશે. આ સભા કાયમી રહેશે. તેના ૧/૩ સભ્યો દર ત્રણ વર્ષે નિવૃત્ત થશે.

બે નવા પ્રાંતો કરવામાં આવ્યા છે. (૧) સિંધને મુંબઇથી અલગ પાડવામાં આવ્યો છે, અને (૨) ઓરિસાને બિહાર અને ઓરિસાથી જુદો પાડવામાં આવ્યો છે.

આ પ્રાંતો પર ગવર્નરની સત્તા રહેશે. ગવર્નરને મદદ કરવા તથા સલાહ આપવા માટે પ્રધાનમંડળ રહેશે. નીચેના ગવર્નરોના પ્રાંતોમાં બે સભાવાળી પ્રાંતિક ધારાસભાઓ રહેશે. મદ્રાસ, મુંબઇ, બંગાળ, યુક્તપ્રાંત, બિહાર અને આસામ. બાકીના પ્રાંતોમાં એક જ સભા રહેશે.

રેલ્વેના નિયમન તથા ચલાવવા માટે ફેડરલ રેલ્વે ઓથોરિટીની સ્થાપના કરવામાં આવી છે. રેલ્વે ટ્રિબ્યુનલની પણ સ્થાપના કરવામાં આવી છે.

આખા હિંદ માટે ફેડરલ કોર્ટની સ્થાપના કરવામાં આવી છે. તેમાં એક ચીફ જજ તથા બીજા જરૂર પડે તેટલા જજ નિર્માશે. ગવર્નરોના પ્રાંતોમાં વસ્તીના પ્રમાણમાં મતાધિકાર ૩ ટકાથી વધીને ૧૪ ટકા થયેલ છે, તથા પુખ્ત વયની ઉમરના ૨૭ ટકાને મતાધિકાર મળે છે. લગભગ ત્રણ કરોડ સાઠ લાખને મતાધિકાર છે.

## ધર્મ તથા સંસ્કૃતિના વિભાગ

| | | |
|---|---|---|
| હિંદુ | ૨૩૯,૧૯૫,૦૦૦ | ૬૮·૨ ટકા |
| શીખ | ૪,૩૩૬,૦૦૦ | ૧·૨ „ |
| જૈન | ૧,૨૫૨,૦૦૦ | ·૩૬ „ |
| બૌધધર્મી | ૧૨,૭૮૭,૦૦૦ | ૩·૬ „ |
| પારસી | ૧૧૦,૦૦૦ | ·૦૩ „ |
| મુસલમાન | ૭૭,૬૭૮,૦૦૦ | ૨૨·૧૬ „ |
| ખ્રિસ્તી | ૬,૨૯૭,૦૦૦ | ૧·૮ „ |
| ભૂતપ્રેતને માનનારા | ૮,૨૮૦,૦૦૦ | ૨·૪ „ |

## મોટાં શહેરો

| | | |
|---|---|---|
| કલકત્તા | વસ્તી | ૧,૪૧૯,૩૨૧ |
| મુંબઇ | „ | ૧,૧૫૭,૮૫૧ |
| મદ્રાસ | „ | ૬૪૭,૨૨૮ |
| દિલ્હી | „ | ૪૪૭,૪૪૨ |
| લાહોર | „ | ૪૨૮,૭૪૭ |

એક લાખથી વધારે વસ્તીવાળાં ૩૫ શહેરો છે.

## રેલ્વે

રેલ્વેની સડક ૪૮,૦૨૧ માઇલ

રેલ્વેમાં રોકાતી રકમ ૬૨૫,૦૦૦,૦૦૦ પૌંડ

દર વર્ષે લઇ જવાતો માલ ૬૨૩,૦૦૦,૦૦૦ પૌંડની કિંમતનો

દર વર્ષે લઇ જવાતા માલનું વજન ૮૪,૫·૩,૦૦૦ ટન

## ખેતીવાડી

**હિંદમાં ચોખાની પેદાશવાળા પ્રદેશો :** ગંગાની ખીણનો નીચેનો પ્રદેશ, આસામ, બર્મા, સિંધુ નદીની વચ્ચેનો પ્રદેશ, પશ્ચિમ કિનારાનું મેદાન, દક્ષિણ તરફની નદીઓની વચ્ચેનો પ્રદેશ.

**બાજરીની મુખ્ય પેદાશ :** દક્ષિણના પહાડી મુલકોમાં, (જેમાં મુંબઇના અમુક ભાગો, મદ્રાસ અને મધ્યપ્રાંતનો સમાવેશ થાય છે) રજપૂતાના અને સિંધમાં છે.

**ઘઉંની મુખ્ય પેદાશ :** વાયવ્ય ખૂણાના પ્રદેશના મોટા ભાગમાં, પંજાબ, ગંગા નદીના પ્રદેશમાં તથા ઠેઠ પટણા સુધી તથા ગંગાથી માંડીને હિમાલયના નીચા પ્રદેશમાં તે ઉત્પન્ન થાય છે.

**બીજા ઘણા પાકો :** ખાદ્ય પદાર્થો તથા કાચી વસ્તુઓ-જેવી કે કઠોળ, ચણા, મસુર, વિગેરે ઉપલા પ્રદેશમાં ઉગાડવામાં આવે છે. મધ્યપ્રાંતની કાળી જમીનમાં **અળસીનું** મોટા પ્રમાણમાં વાવેતર થાય છે. બિહાર, ઓરિસા તથા યુક્તપ્રાંતોમાં પણ તે વાવવામાં આવે છે. **સરસવ** બંગાળા, આસામ અને પંજાબમાં મળી શકે છે. **તલનું** મોટું વાવેતર બર્મા, મદ્રાસ, મધ્યપ્રાંત અને વરાડમાં થાય છે. **મગફળી** ખાસ કરીને મદ્રાસમાં વાવવામાં આવે છે. **શેરડી** ખાસ કરીને ગંગાની નદીની ખીણના પ્રદેશમાં વાવવામાં આવે છે, યુક્તપ્રાંત અને બિહાર તથા ઓરિસામાં તેનું મોટું વાવેતર કરવામાં આવે છે. **ગળીમાં** તો બિહાર નો લગભગ ઇજારો ગણી શકાય. **તમાકુ** મદ્રાસ, ત્રાવણકોર, બર્મા, બંગાળ, બિહાર અને ઓરિસા, યુક્તપ્રાંત, પંજાબ અને માળવાના મેદાન અને ખંભાતના અખાત સુધીના પ્રદેશમાં વાવવામાં આવે છે. **અફીણના છોડવા** ગાઝીપુરમાં તથા નાના પ્રમાણમાં રજપૂતાના અને મધ્ય હિંદ-એજન્સીમાં થાય છે.

**રૂની પેદાશ :** આનો મોટામાં મોટો પ્રદેશ દક્ષિણના વાયવ્ય ખૂણામાં આવેલ સપાટ જમીનનો છે. કાઠિયાવાડ દ્વીપકલ્પ, ગૂજરાત, મુંબઇનો ઉત્તર તરફનો પ્રદેશ અને મધ્યહિંદ. યુક્તપ્રાંત, પંજાબ, સિંધ અને મદ્રાસ ઇલાકાના ઉત્તર ભાગમાં નહેરનાં પાણી વડે રૂ ઉગાડવામાં આવે છે.

શણનો મોટો ઉદ્યોગ બંગાળા અને આસામમાં છે, ચા ખાસ કરીને આસામની બે ખીણોમા, હિમાલયના ઢાળપ્રદેશમાં તથા દાર્જિલીંગની આસપાસમાં થાય છે. યુક્તપ્રાત, પંજાબ તથા નીલગિરિની ટેકરીઓમા તે ઓછા પ્રમાણમા થાય છે. પશ્ચિમઘાટની પૂર્વના પ્રદેશોમા તથા ત્રાવણકોરમા કોફી ઉગાડવામા આવે છે. દાર્જિલીંગ નજીક હિમાલયમા તથા નીલગિરિ પર સિંકોનાના ઝાડ થાય છે મદ્રાસના કાંઠા પરના મેદાનમા મોટા પ્રમાણમા તથા મુંબઇના કાંઠા પરની જમીનમા થોડા પ્રમાણમા નાળિયેરી ઉગાડવામા આવે છે. છોટાનાગપુર, ઓરિસાના ઉત્તર પ્રદેશમા તથા બંગાળાની પશ્ચિમમા લાખનું વાવેતર થાય છે.

## જંગલો

### જંગલના મુખ્ય પ્રદેશો નીચે મુજબ છે :

(૧) પશ્ચિમઘાટના વરસાદવાળા પ્રદેશો (૨) હિમાલય (૩) આસામ (૪) ગંગા નદીના ખીણપ્રદેશમા સુંદરવન (૫) તરાઇના જંગલો.

## જંગલની મુખ્ય પેદાશ

**સાગ** . હિંદી જંગલી વૃક્ષોનો રાજા, પશ્ચિમઘાટ, આસામ અને બર્મામા મળી આવે છે.

**સાલ** (લાકડુ) મુખ્યત્વે પૂર્વ હિમાલય, મધ્યહિંદની ટેકરીઓ તથા પૂર્વઘાટમા ઊગે છે

**દેવદાર** · હિમાલયમા

**સેતુરનાં ઝાડ** · બંગાળા તથા કાશ્મીરમા દેખાય છે તેને અંગે સેતુરનો કીડો ત્યા થાય છે.

**સુખડ** · ખાસ કરીને મ્હેસુરમા ઊગે છે

**અબનુસ** · પશ્ચિમઘાટમા મળી આવે છે.

**વાંસ** . આખા હિંદમા ઊગે છે.

**નાળિયેરી, ખજૂરી વિગેરે :** દરિયા પાસેની રેતાળ જમીનમાં ઊગે છે. હિંદ તથા બર્માના દરિયાઇ પટ્ટીના પ્રદેશમાં પણ તે મળી આવે છે. તાડ આખા હિંદમાં ઊગે છે. ખજૂર સિંધમાં થાય છે. સોપારીનાં ઝાડ બંગાળાની નદીના પ્રદેશમાં થાય છે.

**રબ્બરનું વાવેતર :** મલબારકાંઠાના પશ્ચિમના પ્રદેશોમાં, આસામમાં તથા બર્મામાં થાય છે.

## હિંદના ઉદ્યોગો

**રૂની મિલોનો** ઉદ્યોગ દેશમાં મોટામાં મોટો છે. ત્યાર પછી **શણની મિલો** આવે છે. ઇ. સ. ૧૮૫૫માં શણની પહેલી મિલ શરૂ થઇ, એટલે આ ઉદ્યોગનાં મંડાણ તે વર્ષમાં થયાં કહી શકાય. આખા જગતમાં શણના ઉદ્યોગનો ઇજારો હિંદને છે. આ ઉદ્યોગ એક જ સ્થળમાં કેન્દ્રિત થયેલ છે. **લોઢું તથા પોલાદમાં** પણ ખૂબ પ્રગતિ થઇ છે. તાતા સ્ટીલ એન્ડ આયર્ન કંપનીની સ્થાપના ૧૯૦૭ માં થઇ અને ૧૯૧૧માં તેનું કામ શરૂ થયું. **ચામડાં** કેળવવાનો ઉદ્યોગ પણ ખૂબ વિકાસ પામ્યો છે.

## પશુઓ

હિંદમાં, હિમાલયની ખીણોમાં—કાશ્મીરથી માંડીને બ્રહ્મપુત્રાની ખીણ સુધી—પૂર્વ અને પશ્ચિમઘાટમાં, તથા મધ્યપ્રાંત અને મધ્યહિંદનાં જંગલોમાં પશુઓ મળી આવે છે.

### જંગલી પશુઓ

સિંહ હવે લગભગ અદૃશ્ય થતો જાય છે. માત્ર ગુજરાતમાં મળી આવે છે. વાઘ આખા હિંદમાં મળી આવે છે. ચિત્તો—વાઘ, કુતરિયો—વાઘ, તથા ચિત્તો ખીણના પ્રદેશોમાં મળી આવે છે. તરસ, લોંકડી, શિયાળ, વરુ, અને જંગલી બિલાડા સર્વત્ર મળી આવે છે.

હાથી હિમાલયની ખીણોમાં, બ્રહ્મપુત્રાની ખીણોમાં, અપર બર્મામાં, ત્રાવણકોર તથા મ્હૈસુરમાં મળી આવે છે.

રીંછ બધે ટેકરીઓમાં મળી આવે છે. હરણ તથા કાળિયાર મેદાનમાં મળી આવે છે.

યાક માત્ર હિમાલયના ઉચ્ચ પ્રદેશોમાં જ હોય છે. ગેંડા આસામના ભેજવાળા પ્રદેશોમાં, બર્મામાં, ઉત્તર બંગાળા તથા નેપાળમાં હોય છે. વાંદરા, શાહુડી, સસલાં તથા જંગલી કુકરો ઠેકઠેકાણે હોય છે.

## પાળેલાં પશુઓ

બકરાં, ઘેટાં, ઘોડા, ટટ્ટુ, ગધેડાં, ખચ્ચર, બળદ તથા ભેંસ સર્વત્ર મળી આવે છે. ઊંટ રજપૂતાનાના રણમાં, સિંધમાં તથા પંજાબમાં મળી આવે છે.

**પક્ષીઓ** : ગીધ, સમળી, શકરો, જંગલી બતક, જંગલી હંસ, બાજ, કબુતર, પોપટ, બગલાં, મોર, સારસ વિગેરે બધે ઠેકાણે જોવામાં આવે છે.

**પેટે ચાલનારાં પ્રાણીઓ** : મગર બધે જોવામાં આવે છે. ઝેરી સાપ ઘણી જાતના મળી આવે છે.

## ખાણ અને ખનીજ

**સોનું** : ખાસ કરીને મ્હૈસુરની સોનાની ખાણમાંથી મળી આવે છે.

**કોલસાની ખાણો** : બંગાળ, બિહાર, આસામ, પંજાબ અને મધ્યપ્રાંતમાં છે.

**લોઢું** : બંગાળ તથા મદ્રાસમાં મળે છે.

**મીઠું** : પંજાબની મીઠાની ખાણોમાંથી, રજપૂતાનાના સાંભર સરોવર પાસેથી તથા દરિયાકાંઠેથી મળી આવે છે.

**પેટ્રોલિયમ** : આસામ અને બર્મામાં ઉત્પન્ન થાય છે.

**અબરખ** : બંગાળા, બિહાર તથા મદ્રાસમાંથી મુખ્યત્વે મળી આવે છે. આખા જગતમાં હિંદ જેટલું અબરખ કોઇ પણ દેશમાં થતું નથી. જગતને જોઇતા માલના ૮૭ ટકા હિંદ ઉત્પન્ન કરે છે.

**કાચી મેંગેનીઝ ધાતુ** : મધ્યપ્રાંત તથા મદ્રાસમાં મળી આવે છે.

હિંદના ખનીજોની વહેંચણી ખૂબ પ્રમાણ વિનાની છે. પશ્ચિમ બંગાળા તથા બિહારમાં ખૂબ ખનીજો ઉત્પન્ન થાય છે. બિહારનો કોલસા, લોઢું, તાંબુ, ચૂનાના પથ્થર તથા અબરખનો જથ્થો જગતમાં મોટામાં મોટો છે.

## હિંદ સંબંધી જાણવા જોગ હકીકત

હિંદની કુલ વસ્તી ૩૫૩,૦૦૦,૦૦૦. જગતની વસ્તીનો ⅕ ભાગ છે.

ક્ષેત્રફળના હિસાબે બર્મા સૌથી મોટો પ્રાંત છે. ૨૩૩,૪૨૯ ચોરસ માઈલ.

વસ્તીના પ્રમાણમાં બંગાળા સૌથી મોટો પ્રાંત છે. ૫૦,૧૧૪,૦૦૨

મધ્ય પ્રાંતનું મરણપ્રમાણ સૌથી ઊંચું છે. ૩૩.૫

આસામમાં ઓછામાં ઓછું મરણપ્રમાણ છે. ૨૩.૮

મદ્રાસમાં સ્ત્રીઓનું પ્રમાણ સૌથી વધારે છે ૧,૦૦૦ પુરુષોએ ૧,૦૨૫ સ્ત્રીઓ.

પંજાબમાં સ્ત્રીઓનું પ્રમાણ ઓછામાં ઓછું છે. ૧,૦૦૦ પુરુષોએ ૮૩૧ સ્ત્રીઓ.

બર્મા વૃદ્ધ મનુષ્યોની સંખ્યામાં મોખરે આવે છે. ૫૦ વર્ષ તથા તેથી વધારે વર્ષની ઉમરવાળાઓનું પ્રમાણ ૧૧.૩ ટકાથી વધારે છે. હિંદમાં તે વધારેમાં વધારે છે.

બર્મામાં બાળમરણપ્રમાણ ઓછામાં ઓછું છે. ૨૩ ટકા.

યાહૂદીઓને સૌથી વધારે બાળકો હોય છે. કુટુંબ દીઠ બાળકોની સરેરાશ સંખ્યા ૫.૯ છે.

હિંદુસ્તાનમાં હિંદુધર્મ આગળ પડતો છે. ૧૦,૦૦૦ની વસ્તીમાંથી ૬,૮૨૪ મનુષ્યો આ ધર્મ પાળે છે.

ખ્રિસ્તીઓને હિંદમાં સૌથી મોટું કુટુંબ હોય છે. સરેરાશ, કુટુંબ દીઠ પાંચ માણસો હોય છે.

બંગાળામાં વિધવાઓની સંખ્યા સૌથી વધારે છે. ૧,૦૦૦ સ્ત્રીઓમાં ૨૨૬ વિધવાઓ હોય છે.

બર્મામાં ગાંડા મનુષ્યોની સંખ્યા સૌથી વધારે છે. ૧૦૦,૦૦૦ ની વસ્તીમાં ૮૮ ગાંડા હોય છે.

બર્મામાં શિક્ષિત મનુષ્યોની સંખ્યા સૌથી વધારે છે. દર હજારે ૩૬૮

હિંદમાં વિસ્તારમાં મોટું દેશી રાજ્ય જમ્મુ અને કાસ્મીરનું છે. ત્યારે વસ્તીમાં મોટું દેશી રાજ્ય હૈદ્રાબાદનું છે.

અત્યારની હિંદની વસ્તી ચીનની છેલ્લી વસ્તીગણત્રી કરતાં વધારે છે. એટલે વસ્તીની સરખામણીમાં હિંદ આખા જગતમાં પહેલું આવે છે.

ઈ. સ. ૧૯૩૧ના વસ્તીપત્રકમાં નોંધાયેલ કેટલાક ધંધા જાણવા જેવા છે. સાક્ષીઓને ઓળખાવે તેવા ધંધાદારીઓ, સ્મશાનભૂમિ પર દાન લેનારાઓ, દેવ ઉપર પાણી રેડનારાઓ, મંત્રથી દર્દ મટાડનારાઓ, જન્મોત્રી કરનારાઓ, જાદુગરો, ડાકણો કાનમાંથી મેલ કાઢનાર, દાંતમાં સોનું મઢનાર, મરી ગયેલ બળદોનાં શીંગડાં કાઢી લેનાર, ખરાબ લોહી ચુસનાર, શંખની શોધખોળ કરનાર, પારણાંને હીંચકો નાખનાર, તીડ વેચનાર વિગેરે.

બલુચિસ્તાનમાં વસ્તી ઓછામાં ઓછી ગીચ છે.

અમદાવાદની મ્યુનિસિપાલિટી જૂનામાં જૂની છે. તેની સ્થાપના ૧૮૩૪માં થઇ છે.

હિંદની વસ્તી ૧૯૨૧માં ૩૧⅞ કરોડ હતી તે વધીને ૧૯૩૧માં ૩૫ કરોડ થઇ છે.

દર ચોરસ માઇલે બ્રિટિશ હિંદમાં વસ્તીનું પ્રમાણ ૧૯૬ છે. દેશી રાજ્યોમાં તે પ્રમાણ ૧૧૩ છે.

વસ્તીના લગભગ ૯૦ ટકા ગામડાંમાં રહે છે.

હિંદમાં સરેરાશ જન્મપ્રમાણ દર હજારે ૩૮નું તથા મરણ-પ્રમાણ ૩૩.૨નું છે.

ગામડાંની વસ્તીના લગભગ ૯૦ ટકા સીધી યા આડકતરી રીતે ખેતી પર નિર્વાહ કરે છે.

હિંદી ખેડૂતોનું દેવું સેન્ટ્રલ બેંકીંગ કમિટીની તપાસ મુજબ ૯૦૦ કરોડ રૂપિયાનું છે. તે જમીનમહેસૂલ કરતાં પંદરગણું છે.

દર દસમાંથી નવ મનુષ્યો ખેતી પર ગુજરાન ચલાવે છે.

હિંદની દરેક વ્યક્તિ દીઠ લગભગ એક એકર ખેડેલી જમીન છે.

દુનિયાના અશિક્ષિતોનો ત્રીજો ભાગ હિંદમાં છે.

હિંદની ૩૫ કરોડની વસ્તીમાંથી માત્ર અઢી કરોડને વાંચતાં લખતાં આવડે છે.

૧૯૨૧ થી ૧૯૩૧ સુધીનાં દસ વર્ષોમાં હિંદના શિક્ષિતોની સંખ્યામાં ૧ ટકાનો વધારો થયો છે.

અજમેર-મેરવાડામાં આંધળાઓની મોટામાં મોટી સંખ્યા છે-૧૦૦,૦૦૦ મનુષ્યોમાં ૩૮૩.

જેકોકાબાદમાં ગરમીમાં કોઈવાર થર્મોમીટર ૧૨૫ ડીગ્રી ઊંચે જાય છે, અને ઠંડીમાં ૨૫ ડીગ્રી થાય છે.

ચેરાપૂંજીમાં દર વર્ષે ૪૬૦ ઇંચ વરસાદ પડે છે, ત્યારે સિંધના ઉપલા ભાગમાં ત્રણ ઇંચથી ઓછો પડે છે.

જગતના સોનાની પેદાશમાં હિંદનો ફાળો માત્ર ૩ ટકા છે.

હિંદની વસ્તીના ભાગ્યે જ ૧૧ ટકા શહેરમાં રહેતા હશે.

હિંદમાં દસ હજાર પુરુષે ૯૪૦ સ્ત્રીઓ છે.

હિંદનું જન્મ-મરણપ્રમાણ જગતમાં ઊંચામાં ઊંચું છે.

મુંબઈ રૂ માટે, પંજાબ ઘઉં માટે તથા બંગાળ શણ માટે પ્રખ્યાત છે.

## સૂર્યમંડળ

**સૂર્ય** : સૂર્ય પૃથ્વીથી ૯૨,૯૦૦,૦૦૦ માઇલ દૂર છે. તેનો વ્યાસ ૮૬૪,૧૦૦ માઇલ છે. તે પૃથ્વી કરતાં ૩૩૩,૪૩૨ ગણો મોટો છે. પૃથ્વીથી સૂર્યનું સરેરાશ અંતર ૯૨,૮૯૭,૪૦૦ માઇલનું છે. કલાકે ૬૦ માઇલની ઝડપે ચાલતી આગગાડીને સૂર્યને પહોંચતાં ૧૭૫ વર્ષ લાગે. કલાકે ૧૦૦ માઇલની ઝડપે ઊડતા વાયુયાનને સૂર્ય પાસે પહોંચતાં ૧૦૫ વર્ષ લાગે. સૂર્યનું તેજ પૃથ્વી પર ૪૯૯ સેકંડે પહોંચે છે. સૂર્યની સરેરાશ ઉષ્ણતા લગભગ ૧૨,૦૦૦ ડીગ્રી (ફેરનહિટ) ની ગણવામાં આવી છે. સૂર્યનો વ્યાસ ૮૬૪,૧૦૦ માઇલ અથવા પૃથ્વીના વ્યાસ કરતાં ૧૦૯.૧ ગણો છે. જો આપણે સૂર્યને બે ફીટના વ્યાસનો ગણીએ તો તે જ પ્રમાણે પૃથ્વીનુ કદ એક નાના વટાણા જેવડું થાય.

**ચંદ્ર** : તે પૃથ્વીનો ઉપગ્રહ છે. તે પૃથ્વીથી ૨૩૯,૦૦૦ માઇલ દૂર છે. તેનો વ્યાસ ૨,૧૬૦ માઇલનો છે.

**ગ્રહો** : ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે. તેમનાં નામ, બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, ગુરુ, શનિ, યુરેનસ અને નેપ્ચ્યુન છે. ઇ. સ. ૧૯૩૦માં એક નવો ગ્રહ શોધાયો છે. તેનું નામ પ્લેટો. ગુરુ સૌથી મોટો છે, તે પૃથ્વી કરતાં ૩૧૮ ગણો મોટો છે. સૌથી નાનો બુધનો ગ્રહ છે.

**પૃથ્વી** : પૃથ્વીનું બાહ્ય ક્ષેત્રફળ ૧૯૬,૯૫૦,૦૦૦ ચોરસ માઇલ છે. તેમાં ૫૭,૫૧૦,૦૦૦ ચોરસ માઇલ જમીન અને ૧૩૯,૪૦૦,૦૦૦ ચોરસ માઇલ પાણી છે. દર સેકંડે ૧૮½ માઇલની ઝડપે તે સૂર્યની આસપાસ ફરે છે.

**ઉપગ્રહો** : મોટા ગ્રહો ઉપરાંત સંખ્યાબંધ નાના ગ્રહો છે.

તેમાંનો સૌથી મોટો પણ ખુલ્લી આંખે જોઇ શકાતો નથી. તેમનો વ્યાસ ૫૦૦ માઇલથી વધારે નથી.

## સૂર્યમંડળના ભાગો

આ બધા નાના મોટા ગોળાઓ છે અને તેઓ સૂર્યની આસપાસના ગોળ ગ્રહમાર્ગમાં ફરવા ઉપરાંત ગોળ ફર્યા કરે છે. તેઓ તેજહીન છે અને પ્રતિબિંબથી પડેલા તેજને અંગે પ્રકાશ આપે છે.

| | સૂર્યથી કેટલા માઇલ દૂર | વ્યાસ માઇલ |
|---|---|---|
| સૂર્ય | ...... | ૮૬૬,૪૦૦ |
| બુધ | ૩૬,૦૦૦,૦૦૦ | ૩,૦૦૦ |
| શુક્ર | ૬૭,૦૦૦,૦૦૦ | ૭,૦૦૦ |
| પૃથ્વી | ૯૩,૦૦૦,૦૦૦ | ૭,૯૦૦ |
| મંગળ | ૧૪૨,૦૦૦,૦૦૦ | ૪,૨૦૦ |
| ગુરુ | ૪૮૩,૦૦૦,૦૦૦ | ૮૮,૨૪૦<br>૮૪,૭૭૮ |
| શનિ | ૮૮૬,૦૦૦,૦૦૦ | ૭૪,૨૪૦ |
| યુરેનસ | ૧,૭૮૨,૦૦૦,૦૦૦ | ૩૨,૦૦૦ |
| નેપ્ચ્યુન | ૨,૭૯૨,૦૦૦,૦૦૦ | ૩૨,૯૦૦ |
| ઉપગ્રહો | ૧૯૩,૦૦૦,૦૦૦<br>થી<br>૩૯૪,૦૦૦,૦૦૦ | ૪૮૫<br>અને તેથી<br>ઓછો |

## તારાની સંખ્યા

પ્રખ્યાત ખગોળવેત્તાઓની એવી ગણત્રી છે કે સામાન્ય મનુષ્ય દેખી શકે તેવા તારાની સંખ્યા માત્ર ૭,૦૦૦ ની છે. દૂરબીનથી દેખાઇ શકે તેવા તારાઓની સંખ્યા જે. ઇ. ગોરેની ગણત્રી મુજબ ૭૦,૦૦,૦૦૦ ની છે, પરંતુ પ્રો. ન્યુકોમ્બ અને યંગની ગણત્રી પ્રમાણે ૧૦૦,૦૦૦,૦૦૦ ની છે, તાજેતરની ગણત્રી પ્રમાણે તે સંખ્યા ૧,૬૦૦,૦૦૦,૦૦૦ ની ગણવામાં આવી છે.

## પૃથ્વીથી બીજા ગ્રહોનું અંતર

| | વધારેમાં વધારે અંતર (હજાર માઇલમાં) |
|---|---|
| બુધ | ૧,૩૭,૯૧૦ |
| શુક્ર | ૧,૬૨,૨૨૯ |
| મંગળ | ૨,૪૯,૩૮૪ |
| ગુરુ | ૬,૦૧,૫૪૦ |
| શનિ | ૧,૦૩૦,૯૧૨ |
| યુરેનસ | ૧,૯૬૦,૫૭૩ |
| નેપચ્યુન | ૨૯,૧૩,૬૪૪ |

| | ઓછામાં ઓછું અંતર (હજાર માઇલમાં) |
|---|---|
| બુધ | ૪૮,૦૨૦ |
| શુક્ર | ૨૩,૭૦૧ |
| મંગળ | ૩૩,૯૧૬ |
| ગુરુ | ૩,૬૫,૮૧૬ |
| શનિ | ૭,૪૨,૬૪૬ |
| યુરેનસ | ૧૬,૦૬,૧૮૩ |
| નેપચ્યુન | ૨૬,૭૪,૩૫૭ |

## સૂર્ય સંબંધી જાણવા જોગ

| | |
|---|---|
| પૃથ્વી અને સૂર્ય વચ્ચેનું અંતર | ૯૨,૯૬૫,૦૦૦ માઇલ |
| સૂર્યનો વ્યાસ | ૮૬૭,૦૦૦ માઇલ |
| સૂર્યનો ભાર (પૃથ્વીની ૧ ગણતાં) | ૩૩૩,૦૦૦ માઇલ |
| સૂર્યની ઘટ્ટતા (પૃથ્વીની ૧ ગણતાં) | ૦.૨૫ |
| સૂર્યનું કદ (પૃથ્વીનું ૧ ગણતા) | ૩૦૫,૦૦૦ |
| ગુરુત્વાકર્ષણ ( „ „ ) | ૨૭૭ |
| ધરી ઉપર ફરી રહેતાં લાગતો સમય | ૨૫ દિ. ૭.ક. ૮ મિ. |
| ઉષ્ણતા | ૧૦,૦૦૦ ડીગ્રી ફેરનહિટ |

સૂર્યમાંથી નીકળતી કેટલીક જ્વાળાઓ ૨૮૬,૦૦૦ માઈલ સુધી વિસ્તરે છે.

સૂર્યનું વજન, ૧,૯૯૮ પછી ૨૪ મીંડાં ઉમેરીએ એટલા ટન.

સૂર્યનો પ્રકાશ ૧,૫૭૫ પછી ૧૮ મીંડાં ઉમેરીએ તેટલી મીણબત્તીઓના સામટા તેજ જેટલો છે.

સૂર્યનું ક્ષેત્રફળ પૃથ્વી કરતાં ૧૨,૦૦૦ ગણું છે.

## સૂર્યની આસપાસ ફરતા ગ્રહોની ગતિ

| | એક સેકંડમાં | એક દિવસમાં |
|---|---|---|
| બુધ | ૨૯ માઈલ | ૨,૫૦૫,૦૦૦ માઈલ |
| શુક્ર | ૨૧.૭ ,, | ૧,૮૭૨,૦૦૦ ,, |
| પૃથ્વી | ૧૮ ,, | ૧,૫૫૫,૦૦૦ ,, |
| મંગળ | ૧૪.૯ ,, | ૧,૨૮૭,૦૦૦ ,, |
| ગુરુ | ૮ ,, | ૭૭૧,૦૦૦ ,, |
| શનિ | ૬.૨ ,, | ૫૩૬,૦૦૦ ,, |
| યુરેનસ | ૪.૩ ,, | ૩૭૨,૦૦૦ ,, |
| નેપ્ચ્યુન | ૩.૧ ,, | ૨૬૮,૦૦૦ ,, |

સૂર્યની આસપાસ ફરી રહેવાને દરેક ગ્રહને જુદો જુદો સમય લાગે છે. આપણી પૃથ્વીને સૂર્યની પ્રદક્ષિણા કરતાં ૩૬૫ દિ. ૬ ક. ૯ મિ. લાગે છે. એની સરખામણીમાં નીચેના આંકડાઓ આપ્યા છે તે દરેક ગ્રહનું એક વર્ષ દર્શાવે છેઃ

| | દિવસ | કલાક | મિનિટ |
|---|---|---|---|
| બુધ | ૮૭ | ૨૩ | ૧૫ |
| શુક્ર | ૨૨૪ | ૧૬ | ૪૮ |
| પૃથ્વી | ૩૬૫ | ૬ | ૯ |
| મંગળ | ૬૮૬ | ૨૩ | ૩૧ |
| ગુરુ | ૪,૩૩૨ | ૧૪ | ૨ |
| શનિ | ૧૦,૭૫૯ | ૫ | ૧૬ |
| યુરેનસ | ૩૦,૬૮૮ | ૭ | ૧૨ |
| નેપ્ચ્યુન | ૬૦,૧૮૦ | ૨૦ | ૨૮ |

## ચંદ્ર વિષે જાણવા જોગ

| | |
|---|---|
| ચંદ્રનો વ્યાસ | ૨૧૬૩ માઇલ |
| ચંદ્રનો પરિધ | ૬૭૯૭ માઇલ |
| પૃથ્વીથી ચંદ્રનું અંતર | ૨૩૮,૦૦૦ માઇલ |
| પૃથ્વીથી ચંદ્રનું વધારેમાં વધારે અંતર | ૨૫૨,૯૭૦ માઇલ |
| પૃથ્વીથી ચંદ્રનું ઓછામાં ઓછું અંતર | ૨૨૧,૬૦૦ માઇલ |
| પૂર્ણિમાનો પ્રકાશ સૂર્યના પ્રકાશનો | ૧/૪૬૫,૦૦૦મો ભાગ છે. |
| ચંદ્રનું દિવસનું ઉષ્ણતામાન | ૨૦૦ ડીગ્રી ફેરનહિટ |
| ચંદ્રનું રાત્રિનું ઉષ્ણતામાન | ૨૦૦ ડીગ્રી ફેરનહિટ |

(આપણી પૃથ્વી પર ભર ઉનાળામાં ૧૦૫ થી ૧૧૫ ડીગ્રી તાપ પડે છે. તે દૃષ્ટિએ ચંદ્રમાં આપણને કેટલો તાપ લાગે તે તથા–૩૨ ડીગ્રી ફેરનહિટ પાણી ઠરીને બરફ થઇ જાય છે તે દૃષ્ટિએ ચંદ્ર કેટલો શીતળ છે તેની કલ્પના કરી જુઓ.)

ચંદ્ર ઉપરના ઊંચામાં ઊંચા પર્વત લિબનિઝની ઊંચાઈ ૨૪, ૯૭૦ ફીટ છે. ચંદ્ર ઉપરની ઊંડામાં ઊંડી ખીણ થિયોફિલસ ૧૯,૦૦૦ ફીટ ઊંડી છે ને પૃથ્વી ઉપરનો-એક રતલ, ચંદ્ર ઉપર ફક્ત ૨⅔ ઔંસનો થઇ જાય છે.

ચંદ્રનું ગુરુત્વાકર્ષણ પૃથ્વીના ગુરુત્વાકર્ષણનું ૧/૬ જેટલું છે.

## મનુષ્યની જાતિઓ

મનુષ્યજાતિ પાંચ મુખ્ય જાતિમાં વહેંચાયેલી છે. કોકેશિયન, મોંગોલિયન, નીગ્રો, મલાઇ, અમેરિકન.

કોકેશિયન અથવા ઇંડો–યુરોપિયન જાતિ શ્વેત છે. તેમાં યુરોપના રહેવાસીઓ, પર્શિયન લોકો, યાહુદીઓ, આરબો, હિંદુઓ, અફઘાનો તથા ઉત્તર આફ્રિકાના લોકોનો સમાવેશ થાય છે. અમેરિકા, દક્ષિણ આફ્રિકા, ઓસ્ટ્રેલિયા વિગેરેમાંના યુરોપિયનના વંશજોનો પણ આમાં સમાવેશ થાય છે.

મેંગોલિયન જાતિ પીળી છે. તેમાં ચીનાઓ, જાપાનના લોકો, શીઆમના લોકો, બર્મનો, તિબેટના તથા કોરિયાના લોકોનો સમાવેશ થાય છે, તેમાં લેપ્લેન્ડના લોકો, ફિનલોકો, હંગરિના મગ્યાર લોકો, તાર્તર તુર્ક અને ઘણા રશિયનો પણ આવી જાય છે. નીગ્રો જાતિ ઘઉંવર્ણી છે. તેમાં સહરાના રણની દક્ષિણના આફ્રિકાના રહેવાસીઓ, ઓસ્ટ્રેલિયા, તાસ્માનિયાના રહેવાસીઓ તથા મલાઇ ટાપુના કેટલાક રહેવાસીઓનો સમાવેશ થાય છે.

અમેરિકાના મૂળ રહેવાસીઓ અમેરિકન ઇન્ડિયનો (રાતા) છે.

| | | |
|---|---|---|
| મેંગોલિયન | એશિયા | ૬૮૦,૦૦૦,૦૦૦ |
| કોકેશિયન | યુરોપ અને એશિયા | ૭૨૫,૦૦૦,૦૦૦ |
| નીગ્રો | ઉત્તર આફ્રિકા | ૧૦૦,૦૦૦,૦૦૦ |
| સેમેટિક | ઉત્તર અમેરિકા | ૧૦૦,૦૦૦,૦૦૦ |
| મલાયી લોકો | ઓશિયાનિયા વિગેરે | ૧૦૪,૫૦૦,૦૦૦ |
| રેડ ઇન્ડિયન્સ વિગેરે | અમેરિકા | ૩૦,૦૦૦,૦૦૦ |

## જગતનાં અતિ ઉષ્ણ તથા શીતળ સ્થાનો

ઉત્તર સાઇબિરિયામાં આવેલા વેર્હોયાંસ્ક શહેરમાં આખા જગતમાં સૌથી વધારે ઠંડી પડે છે. ત્યાં ઓછામાં ઓછું હવામાન શૂન્ય ડીગ્રી (ફેરનહિટ) થી ૯૦ ડીગ્રી ઓછું હોય છે. વધારેમાં વધારે ગરમી ઉત્તર ટ્યુનિસમાં આવેલ અઝિઝિયા ગામમાં પડે છે, ત્યાં પારો શૂન્ય ડીગ્રી કરતાં ૧૩૬·૪ ડીગ્રી વધારે હતો.

## પૃથ્વીના વિભાગો અને મહાસાગરોની ઊંડાઇ

પૃથ્વીનું આખું ક્ષેત્રફળ ૧૯૬,૯૫૦,૦૦૦ ચોરસ માઇલ હોવાનો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. તેમાં ૧૩૯,૪૪૦,૦૦૦. ચોરસ માઇલ પાણી છે અને ૫૭,૫૧૦,૦૦૦ ચોરસ માઇલ જમીન છે. ખંડોનું ક્ષેત્રફળ

લગભગ નીચે મુજબ છે. આફ્રિકા ૧૧,૫૦૦,૦૦૦ ચોરસ માઇલ, ઉત્તર અમેરિકા ૮,૦૦૦,૦૦૦ ચોરસ માઇલ, દક્ષિણ અમેરિકા ૬,૮૦૦,૦૦૦ ચોરસ માઇલ, એશિયા ૧૭,૦૦૦,૦૦૦ ચોરસ માઇલ, યુરોપ ૩,૭૫૦,૦૦૦ ચોરસ માઇલ, ઓશિયાનિયા ૪,૦૦૦,૦૦૦ ચોરસ માઇલ, ધ્રુવપ્રદેશો ૬,૨૦૫,૦૦૦ ચોરસ માઇલ.

છેલ્લી ગણત્રી મુજબ પૃથ્વીની ફળદ્રુપ જમીનનો પ્રદેશ ૩૩,૦૦૦,૦૦૦ ચોરસ માઇલનો ગણવામાં આવ્યો છે લીલોતરીહીન પ્રદેશ ૧૯,૦૦૦,૦૦૦ ચોરસ માઇલનો તથા રણનો પ્રદેશ ૫,૦૦૦,૦૦૦ ચોરસ માઇલનો છે.

સૌથી મોટો ખંડ એશિયા પૂર્વથી પશ્ચિમ ૬૦૦૦ માઇલ છે અને ઉત્તર થી દક્ષિણ ૫,૩૦૦ માઇલથી વધારે છે. આફ્રિકા ઉત્તરથી દક્ષિણ ૫,૦૦૦ માઇલ છે. યુરોપ ઉત્તરથી દક્ષિણ ૨,૪૦૦ માઇલ અને પૂર્વથી પશ્ચિમ ૩,૩૦૦ માઇલ છે. દક્ષિણ અમેરિકા ઉત્તરથી દક્ષિણ ૪,૬૦૦ માઇલ અને પૂર્વથી પશ્ચિમ ૩,૨૦૦ માઇલ છે. ઉત્તર અમેરિકા ઉત્તરથી દક્ષિણ ૪,૯૦૦ માઇલ અને પૂર્વથી પશ્ચિમ ૪,૦૦૦ માઇલથી વધારે છે.

ત્રણ મોટા મહાસાગરો—આટલાંટિક ૪૧,૩૨૧,૦૦૦ ચોરસમાઇલ પેસિફિક ૬૮,૬૩૪,૦૦૦ ચોરસ માઇલ અને હિંદી મહાસાગર ૨૯,૩૪૦,૦૦૦ ચોરસ માઇલ છે.

જમીનની સપાટી પર નદી અને તળાવો લગભગ ૧,૦૦૦,૦૦૦ ચોરસ માઇલમાં છે અને દરિયામાં ટાપુઓ ૧,૯૧૦,૦૦૦ ચોરસ માઇલમાં છે. પૃથ્વીનો વિષુવવૃત્તનો પરિઘ ૨૪,૯૦૨ માઇલનો છે. મધ્યાન્હ રેખાનો પરિઘ ૨૪,૮૬૦ માઇલનો છે.

વિષુવવૃત્ત પર રેખાંશના એક અંશની લંબાઇ ૬૯.૨ માઇલની છે. રેખાંશનો દરેક અંશ ચાર મિનિટ દર્શાવે છે. રેખાંશની લીટીઓને મધ્યાન્હ રેખા કહેવામાં આવે છે.

પૃથ્વીનું વજન ૭ મહાપદ્મ, ૫૯૨ નિખર્વ ટનનું ગણવામાં આવેલું છે. તેમાં વાતાવરણના વજનનો સામાવેશ થતો નથી. તેનું વજન પાંચ ખર્વ ટનથી વધારે છે.

પૃથ્વીની મધ્યરેખા વિષુવવૃત્ત પાસે ૭,૯૨૬,૬૭૭ માઇલ છે. ધ્રુવ પાસે ૭,૮૯૯,૮૯૯ માઇલ છે.

આ બે મધ્ય રેખા વચ્ચેનો તફાવત ૨૬,૬૮૯ માઇલ છે. આ રીતે ધ્રુવ પાસે પૃથ્વીનું સપાટ હોવાનું પ્રમાણ ૨૯૭નો ૧ ભાગ છે.

દરિયાની સપાટી કરતાં પૃથ્વીની સરેરાશ ઊંચાઇ લગભગ ૨,૮૦૦ ફીટ છે. દરિયાની સપાટી કરતાં દરિયાની સરેરાશ ઊંડાઇ ૧૨,૫૦૦ ફીટ છે. દરિયામાં ઊંડામાં ઊંડી જગ્યા અત્યારસુધીની શોધખોળ પ્રમાણે ફિલિપાઇન અને જાપાન વચ્ચે મિન્ડિનાવમાં છે, ત્યાં ૩૪,૨૧૦ ફીટ દરિયો ઊંડો છે.

ઊંચામાં ઊંચો પર્વત હિમાલયનું 'માઉન્ટ એવરેસ્ટ' શિખર છે. તેની ઊંચાઇ ૨૯,૧૪૧ ફીટ છે.

દરિયાનું તળિયું અને જમીનના ઊંચા ભાગ વચ્ચે આ રીતે ૬૩,૫૯૧ ફીટનો અથવા તો ૧૧½ માઇલથી વધારેનો તફાવત છે.

આટલાંટિક મહાસાગર પુર્ટોરિકો પાસે વધારેમાં વધારે ઊંડો ૨૭,૯૭૨ ફીટ છે. હિંદી મહાસાગર વધારેમાં વધારે ૨૨,૯૬૮, આર્કટિક ૧૩,૨૦૦, મલાઇ ૨૧,૩૪૨, કાબ્રિયન ૨૦,૫૬૮, ભૂમધ્ય ૧૨,૨૭૬ અને બેરિંગ ૧૩,૪૨૨ ફીટ છે.

## જગતની વસ્તીના આંકડા

| | |
|---|---|
| એશિયા | ૧,૧૪૭,૭૦૭,૪૫૫ |
| આફ્રિકા | ૧૫૬,૫૭૬,૭૮૯ |
| યુરોપ | ૫૭૪,૨૭૪,૪૯૫ |
| ઉત્તર અમેરિકા | ૧૭૪,૩૭૫,૨૭૯ |
| દક્ષિણ અમેરિકા | ૮૭,૩૯૮,૦૨૫ |
| ઓશિયાનિયા | ૮૧,૬૮૨,૮૫૯ |
| કુલ | ૨,૨૨૨,૦૧૪,૯૦૨ |

## આફ્રિકા

| | |
|---|---|
| આબિસિનિયા | ૫,૫૦૦,૦૦૦ |
| અલ્જીરિયા | ૭,૦૦૦,૦૦૦ |
| બીજાં બ્રિટિશ સંસ્થાનો | ૩૬,૯૭૪,૫૩૫ |
| ઇજીપ્ત | ૧૫,૨૮૧,૦૦૦ |
| ેંચ આફ્રિકા | ૫૬,૮૨૧,૦૦૦ |
| ઇટાલિયન આફ્રિકા | ૨,૪૫૬,૨૫૪ |
| બેલ્જિયન કોંગો | ૧૦,૦૦૦,૦૦૦ |
| લિબેરિયા | ૨,૦૦૦,૦૦૦ |
| મોરોક્કો | ૫૦૦૦૦,૦૦૦ |
| પોર્ટુગીઝ આફ્રિકા | ૭,૦૫૬,૦૦૦ |
| યુનિયન ઑફ સાઉથ આફ્રિકા | ૮,૪૮૮,૦૦૦ |
| કુલ | ૧૫૬,૫૭૬,૭૮૯ |

## એશિયા

| | |
|---|---|
| અફગાનિસ્તાન | ૬,૩૮૦,૦૦૦ |
| અરબસ્તાન | ૧૦,૦૦૦,૦૦૦ |
| ભૂતાન | ૨૫૦,૦૦૦ |
| બીજાં બ્રિટિશ સંસ્થાનો | ૧૧,૪૬૯,૦૦૦ |
| ચીન | ૪૫૮,૮૧૫,૨૮૯ |
| ફ્રેન્ચ સંસ્થાનો | ૨૪,૪૬૭,૬૬૪ |
| બ્રિટિશ હિંદ | ૩૫૩,૮૩૭ ૭૭૮ |
| ઇરાક | ૩,૦૦૦,૦૦૦ |
| ઇરાન | ૧૫,૦૫૫,૧૧૫ |
| જાપાન | ૯૭,૬૯૪,૬૨૮ |
| કોરિયા અને ફોર્મોસા | ૨૬,૦૦૦,૦૦૦ |
| જાપાનના મુલક | ૧,૭૨૫,૦૦૦ |
| મંચુકુઓ | ૩૪,૨૪૪,૯૦૮ |
| નેપાળ | ૫,૬૦૦,૦૦૦ |
| પેલસ્ટાઇન | ૧,૧૦૦,૦૦૦ |

| | |
|---|---|
| પોર્ટુગીઝ એશિયા | ૧,૧૮૯,૦૦૦ |
| રશિયા (એશિયાનો મુલક) | ૫૪,૦૦૦,૦૦૦ |
| સિયામ | ૧૨,૩૫૫,૦૦૦ |
| તિબેટ, મોંગોલિયા | ૩,૦૦૦,૦૦૦ |
| એશિયાઇ તુર્કસ્તાન | ૧૨,૦૦૦,૦૦૦ |

## યુરોપ

| | |
|---|---|
| આલ્બેનિયા | ૧,૦૦૦,૦૦૦ |
| ઑસ્ટ્રિયા | ૬,૭૫૬,૦૬૨ |
| બેલ્જિયમ | ૮,૨૪૭,૯૫૦ |
| બલ્ગેરિયા | ૬,૦૯૦,૨૧૫ |
| ઝેકોસ્લોવેકિયા | ૧૪,૭૩૦,૦૦૦ |
| ડાન્ઝિગ | ૪૦૭,૫૧૭ |
| ડેન્માર્ક | ૩,૫૬૦,૦૦૦ |
| ઇંગ્લાંડ | ૩૭,૭૯૪,૦૦૩ |
| એસ્ટોનિયા | ૧,૧૨૬,૩૮૩ |
| ફિન્લેન્ડ | ૩,૬૪૦,૦૦૦ |
| ફ્રાન્સ | ૪૧,૮૮૪,૯૨૬ |
| જર્મનિ | ૬૫,૮૦૬,૧૮૦ |
| જિબ્રાલ્ટર, માલ્ટા, ગોઝો | ૨૬૭,૦૦૦ |
| ગ્રીસ | ૬,૬૨૦,૦૦૦ |
| હંગરિ | ૮,૭૮૩,૯૧૮ |
| આઇસલેન્ડ | ૧૦૦,૦૦૦ |
| આઇરિશ ફ્રી સ્ટેટ | ૩,૦૦૦,૦૦૦ |
| ઇટલિ | ૪૨,૪૨૫,૦૦૦ |
| લેટવિયા | ૧,૯૩૯,૦૦૦ |
| લિક્ટેનસ્ટીન | ૧૦,૩૦૩ |
| લિથુઆનિયા | ૨,૪૫૧,૧૦૩ |
| લક્ઝેમ્બર્ગ | ૨૯૯,૯૯૩ |
| મોનેકો | ૨૨,૯૯૪ |
| નેધરલેન્ડ્ઝ | ૮,૨૯૦,૩૮૯ |

| | |
|---|---|
| ઉત્તર આયર્લેન્ડ | ૧,૨૫૧,૦૦૦ |
| નોર્વે | ૨,૮૪૫,૦૦૦ |
| પોલંડ | ૩૨,૨૨૧,૦૦૦ |
| પોર્ટુગલ | ૬,૮૨૫,૮૮૩ |
| રુમાનિયા | ૧૮,૭૯૧,૬૪૫ |
| સાન મારિનો | ૧૩,૯૯૦ |
| સ્કોટલેંડ | ૪,૮૪૨,૯૮૦ |
| સ્પેન | ૨૮,૭૧૯,૧૦૭ |
| સ્વિટ્ઝર્લેન્ડ | ૪,૧૨૫,૦૦૦ |
| તુર્કસ્તાન | ૧૭,૫૦૦,૦૦૦ |
| સોવિયેટ રશિયા | ૧૬૮,૦૦૦,૦૦૦ |
| વેલ્સ | ૨,૧૫૮,૧૯૩ |
| યુગોસ્લેવિયા | ૧૪,૨૮૦,૦૦૦ |

## ઉત્તર અમેરિકા

| | |
|---|---|
| અલાસ્કા | ૫૯,૨૭૩ |
| બર્મ્યુડાઝ | ૨૭,૭૮૯ |
| કેનેડા | ૧૦,૬૮૧,૦૦૦ |
| કોસ્ટારિકા | ૫૧૬,૦૦૦ |
| કયુબા | ૩,૭૦૦,૦૦૦ |
| કયુરા કોઆ | ૭૬,૨૯૯ |
| ડોમિનિકન રિપબ્લિક | ૧૪,૭૮,૦૦૦ |
| ફ્રેંચ ટાપુઓ | ૫૦૫,૬૮૬ |
| ગ્રીનલેન્ડ | ૬૬,૬૩૦ |
| ગ્વાટેમાલા | ૨,૨૪૫,૬૯૩ |
| હાઇટિ | ૨,૭૦૦,૦૦૦ |
| હોંડુરાસ | ૭૭૫,૦૫૦ |
| હોંડુરાસ(બ્રિટિશ) | ૫૨,૯૪૫ |
| જમૈકા | ૧,૦૯૦,૦૦૦ |
| મેકિસકો | ૧૭,૧૮૪,૦૦૦ |
| ન્યુફાઉન્ડલેન્ડ | ૨૮૨,૦૦૦ |

| | |
|---|---|
| નિકારાગુઆ | ૭૫૦,૦૦૦ |
| પનામા | ૪૪૨,૦૦૦ |
| પનામા નહેરનો પ્રદેશ | ૩૦,૯૯૦ |
| પોર્ટોરિકો | ૧,૬૧૦,૦૦૦ |
| સાલ્વાડોર | ૧,૫૨૨,૧૮૬ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧૨૬,૫૬૪,૦૦૦ |
| યુનાઇટેડ સ્ટેટ્સના વર્જીન ટાપુઓ | ૨૦,૦૧૨ |
| વેસ્ટ ઇન્ડિઝ (બ્રિટિશ) | ૨,૦૪૩,૭૮૬ |

## ઓશિયાનિયા

| | |
|---|---|
| ઓસ્ટ્રેલિયા | ૬,૬૬૮,૧૯૫ |
| ડચ ઇસ્ટ ઇન્ડીઝ | ૬૦,૭૩૧,૦૨૫ |
| ફીજી ટાપુઓ | ૧૯૩,૨૩૮ |
| ગુઆમ | ૧૯,૮૦૦ |
| હવાઇ | ૩૭૮,૯૪૮ |
| ન્યુકેલેડોનિયા અને ટાહિટિ | ૯૩,૦૬૫ |
| ન્યુગિનિ | ૪૦૬,૩૪૪ |
| પાસિફિક ટાપુઓ (બ્રિટિશ) | ૫૪૪,૦૦૦ |
| ફિલિપાઇન ટાપુઓ | ૧૨,૫૯૦,૩૬૯ |
| સમાઉ ટાપુઓ (બ્રિટિશ) | ૪૭,૮૨૦ |
| સમાઉ ટાપુઓ (યુનાઇટેડ સ્ટેટ્સ) | ૧૦,૦૫૫ |

## દક્ષિણ અમેરિકા

| | |
|---|---|
| આર્જેન્ટિના | ૧૨,૦૫૫,૪૬૯ |
| બોલિવિયા | ૩,૦૦૦,૦૦૦ |
| બ્રાઝિલ | ૪૫,૦૦૦,૦૦૦ |
| ચિલિ | ૪,૪૩૩,૦૦૦ |
| કોલંબિયા | ૯,૦૧૬,૦૦૦ |
| ઇક્વાડોર | ૨,૬૦૦,૧૧૬ |
| બ્રિટિશ ગિયાના | ૩૧૮,૦૦૦ |
| ડચ ગિયાના | ૨૨૭,૬૫૭ |

| | | | |
|---|---|---|---|
| માંચેસ્ટર | ૧,૧૦૦,૦૦૦ | રોમ | ૧,૦૪૫,૦૦૦ |
| મેક્સિકો | ૧,૧૦૦,૦૦૦ | સેન્ટિયાગો | ૭૨૦,૪૩૧ |
| મિલાન | ૧,૦૨૫,૦૦૦ | સાઓપોલ્સ | ૧,૦૦૬,૪૦૭ |
| મોન્ટ્રીઅલ | ૧,૦૧૭,૦૦૦ | શાંગહાઇ | ૩,૩૫૮,૪૮૦ |
| મોસ્કો | ૩,૭૦૦,૦૦૦ | સિંગાપોર | ૫૯૬,૬૦૨ |
| મ્યુનિચ | ૭૩૮,૦૦૦ | સ્ટોકહોમ | ૫૧૯,૭૧૧ |
| નાગોયા | ૯૯૦,૦૦૦ | સિડનિ | ૧,૨૪૦,૦૦૦ |
| નાન્કિંગ | ૬૩૩,૪૫૨ | તેહરાન | ૩૨૦,૦૦૦ |
| નેપલ્સ | ૧,૦૦૦,૦૦૦ | ટાન્ટ્સિન | ૧,૩૮૭,૪૬૨ |
| ઓડેસ્સા | ૪૮૫,૨૦૦ | ટોકિયો | ૫,૬૬૩,૩૫૦ |
| ઓસાકા | ૨,૪૫૩,૫૭૩ | ટોરન્ટો | ૭૫૭,૦૦૦ |
| પારિસ | ૨,૯૦૦,૦૦૦ | ટુરિન | ૬૦૮,૪૧૨ |
| પીપિંગ | ૧,૫૨૦,૦૦૦ | વિયેના | ૧,૮૬૫,૭૮૦ |
| પ્રેગ | ૯૧૦,૦૦૦ | વાર્સો | ૧,૨૩૦,૦૦૦ |
| રિઓ ડ જાનેરો | ૧,૭૧૭,૦૦૦ | યોકોહામા | ૬૨૦,૩૦૬ |

## જ્વાળામુખી પર્વતો

**અમેરિકા**

- સગ્મા
- કોટોપાક્સિ
- માઉન્ટ ઇલિઅસ
- પાપોકેટેપલ
- મે ગે

**યુરોપ**

- વિસુવિઅસ
- એટ્ના
- સ્ટ્રમ્બોલી

| એન્ટાર્કટિક | આઇસ્લેન્ડ | હવાઈ | સન્ડાદ્વીપો |
|---|---|---|---|
| ઇરિબસ | હેકલા | મૅાનાલોઆ | તામ્બોરો. |
| ટેરર | સ્કેપ્ટરજોકલ | મૅાનાકિ | |
| | | હુઆલેલૈ | |

વેસ્ટ ઇન્ડિઝ

લે સુફ્રિયર

લા પેલી

## પર્વતો

### એશિયા

| હિમાલય | ફીટ |
|---|---|
| માઉન્ટ એવરસ્ટ | ૨૯,૦૦૨ |
| કે૨ | ૨૮,૨૫૦ |
| કાંચનજંઘા | ૨૮,૧૪૬ |
| મકાલુ | ૨૭,૭૯૦ |
| ધવલગિરિ | ૨૬,૭૯૫ |
| નંગપર્વત | ૨૬,૬૨૦ |
| નંદાદેવી | ૨૫,૬૪૫ |
| કામેટ | ૨૫,૪૪૭ |
| ગુર્લા માંધાતા | ૨૫,૩૫૫ |
| બદ્રીનાથ | ૨૩,૩૯૯ |
| ગૌરીશંકર | ૨૩,૪૪૦ |
| કૈલાસ | ૨૨,૦૨૮ |
| કારાકોરમ (ગોડવિન ઓસ્ટેન) | |
| (ગોડવિન ઓસ્ટેન) | ૨૮,૨૫૦ |
| ટિયાન શાન (ખાન તેંગ્રી) | ૨૪,૦૦૦ |
| કવેન્લુન | ૨૨,૩૮૦ |
| હિંદુકુશ | ૧૮,૮૭૦ |
| એલ્બુઝ (ડેમેવેન્ડ) | ૧૮,૫૦૦ |
| કોકેસસ (એલ્બ્રુઝ) | ૧૮,૫૩૦ |

| | |
|---|---|
| પેરા ઑફ ઇરાન (કુહિદિનાર) | ૧૮,૦૦૦ |
| આર્મિનિયાના પર્વતો (આરેરટ) | ૧૬,૯૨૦ |
| બોર્નિયોના પર્વતો (કિનિબાલુ) | ૧૩,૭૦૦ |

## યુરોપ

| | |
|---|---|
| આલ્પ્સ | |
| માઉન્ટ બ્લેન્ક | ૧૫,૭૮૦ |
| મોન્ટેરોસા | ૧૫,૨૧૭ |
| મેટરહોર્ન | ૧૪,૭૮૦ |
| સિયેરાનેવેડા (મુલાહેકાન) | ૧૧,૪૨૦ |
| પીરીનીઝ (માલેદેટા) | ૧૧,૧૭૦ |

## આફ્રિકા

| | |
|---|---|
| કિલિમાન્જારો | ૧૯,૭૦૦ |
| કેન્યા | ૧૭,૨૦૦ |
| રુવેન્ઝોરી | ૧૬,૮૧૫ |
| આબિસિનિયાનો ઉચ્ચ પ્રદેશ (રાસ દશાન) | ૧૫,૨૦૦ |
| આટલાસ પર્વત ( અયાશિન ) | ૧૪,૧૫૦ |

## અમેરિકા

| | |
|---|---|
| એન્ડિઝ | |
| ( એકોન્કેગુઆ ) | ૨૩,૦૮૧ |
| ( સોરાટા ) | ૨૧,૪૭૦ |
| ( ચિંબોરાઝો ) | ૨૦,૬૧૦ |
| રૉકિ પર્વત ( મેકકિન્લે ) | ૨૦,૪૬૪ |
| રૉકિ પર્વત (સેંટ ઇલિયાસ ) | ૧૮,૦૨૦ |
| સિટલાલ્ટેપટલ ( મેક્સિકો ) | ૧૭,૮૮૦ |
| સેંટનેવેડુ ( બ્રિટનિ ) | ૧૪,૯૦૦ |
| પોપોકેટેપટલ | ૧૭,૫૪૦ |

## ઓસ્ટ્રેલેશિયા

| | |
|---|---|
| મૉના કી (હવાઇ) | ૧૩,૯૩૫ |
| ઓવન સ્ટેન્લિ (માઉન્ટ વિકટોરિયા) | ૧૩,૧૭૦ |
| ન્યુઝીલંડ આલ્પ્સ (માઉન્ટ કૂક) | ૧૨,૩૪૮ |

## એન્ટાર્કટિકા

| | |
|---|---|
| એરેબસ | ૧૨,૭૬૦ |

હિમાલયમાં ૨૪,૦૦૦ ફીટ કરતાં વધારે ઊંચાં ૯૩ શિખરો છે, તે બધાની 'સર્વે' ઑફ ઇંડિયામાં નોંધ કરવામાં આવેલ છે. ૨૦,૦૦૦ ફીટથી વધારે અને ૨૪,૦૦૦ ફીટથી ઓછાં ઊંચા શિખરોની સખ્યા સેંકડોની છે. ઉપલી ઊંચાઇનું માપ વૉધ અને મોન્ટગોમરીએ નકકી કરેલ છે અને તપાસણીખાતાએ હજુ સુધી તેનો સ્વીકાર કર્યો છે.

## ઊંચામાં ઊંચા પર્વતો

| | | |
|---|---|---|
| જગતમા | માઉન્ટ એવરેસ્ટ | (૨૯,૦૦૨ ફીટ) |
| બ્રિટિશ ટાપુઓમાં | બેનનેવિસ | (૪,૪૦૬ ફીટ) |
| યુરોપમાં | માઉન્ટ એલ્બ્રુઝ (રશિયામાં) | (૧૮,૪૬૫ ફીટ) |
| એશિયામા | માઉન્ટ એવરેસ્ટ | (૨૯,૦૦૨ ફીટ) |
| આફ્રિકામાં | કિલિમાન્જારો | (૧૯,૭૦૦ ફીટ) |
| ઉત્તર અમેરિકામા | માઉન્ટ મૅકકિન્લિ | (૨૦,૪૬૪ ફીટ) |
| દક્ષિણ અમેરિકામાં | એકોનકાગુઆ | (૨૩,૦૮૦ ફીટ) |
| ઑસ્ટ્રેલિયા | મૉનાકી | (૧૩,૯૫૩ ફીટ) |

## જગતના ધર્મો

### ખ્રિસ્તી

| | |
|---|---|
| રોમન કૅથોલિક | ૩૩૧,૫૦૦,૦૦૦ |
| ચુસ્ત કૅથોલિક | ૧૧૪,૦૦૦,૦૦૦ |
| પ્રૉટેસ્ટન | ૨૦૬,૯૦૦,૦૦૦ |
| યાહુદીઓ | ૧૫,૩૧૫,૩૫૯ |

| | |
|---|---|
| મુસલમાનો | ૨૦૯,૦૨૦,૦૦૦ |
| બૌદ્ધધર્મ પાળનારા | ૧૫૦,૧૮૦,૦૦૦ |
| હિંદુઓ | ૨૩૦,૧૫૦,૦૦૦ |
| કૉન્ફ્યુશિયન્સ | ૩૫૦,૬૦૦,૦૦૦ |
| શિન્ટો પંથના | ૨૫,૦૦૦,૦૦૦ |
| ભૂતપ્રેતને માનનારા | ૧૩૫,૬૫૦,૦૦૦ |
| કોઇ પણ વર્ગમાં ન આવે તેવા | ૫૦,૮૭૦,૦૦૦ |
| | કુલ ૧,૮૧૯,૧૮૫,૩૫૯ |

## સૂર્ય કદી આથમતો નથી

ત્રણ સામ્રાજ્યો–બ્રિટિશ ફ્રેન્ચ અને ડચ–માં સૂર્ય કદી આથમતો નથી. બ્રિટિશ સામ્રાજ્ય બહુ વિશાળ છે અને બન્ને ગોળાર્ધમાં દૂર સુધી વિસ્તાર પામેલું છે, એટલે એક ગોળાર્ધમાં સૂર્ય આથમતો હોય ત્યારે બીજામાં તે ઉદય પામતો હોય છે.

ફ્રેંચ સંસ્થાનો–આટલાંટિક, હિંદી અને પાસિફિક મહાસાગરમાં આવેલા અસંખ્ય ટાપુઓ તથા દક્ષિણ અમેરિકા, આફ્રિકા, તથા એશિયામાં આવેલા પ્રદેશો પર ફ્રેન્ચ સત્તા છે. એટલે સૂર્ય કોઇને-કોઇ સ્થળે પ્રકાશતો હોય છે.

હોલંડનાં પરદેશનાં સંસ્થાનો બહુ વિશાળ છે. તેમાં અસંખ્ય ટાપુઓ, સુમાત્રા, જાવા, સેલિબિસ વગેરેનો સમાવેશ થાય છે. દક્ષિણ અમેરિકામાં ડચ ગિયાના વિગેરે છે. સૂર્ય કોઇ ને કોઇ સ્થળે પ્રકાશતો હોય છે.

## સામ્રાજ્યોનો વિસ્તાર

ફ્રાંસનું સાંસ્થાનિક સામ્રાજ્ય ફ્રાન્સ કરતાં ક્ષેત્રફળમાં બાવીસગણું મોટું છે. હોલંડનાં સંસ્થાનો ૬૦ ગણાં મોટાં છે. બેલ્જિયન કોંગો બેલ્જિયમ કરતાં ૮૦ ગણું મોટું છે, અને આખા જગતનાં બ્રિટિશ સંસ્થાનો ગ્રેટબ્રિટન કરતાં ૧૪૦ ગણાં મોટાં છે.

## મુખ્ય રાજ્યો

| | | વિસ્તાર (માઇલ) |
|---|---|---|
| જાપાન | અને સંસ્થાનો | ૨૬૫,૧૨૯ |
| હોલંડ | અને સંસ્થાનો | ૮૦૦,૯૩૮ |
| ઇટલિ | ,, ,, | ૯૩૫,૪૪૦ |
| બેલ્જિયમ | ,, ,, | ૯૫૧,૭૫૫ |
| પોર્ટુગલ | ,, ,, | ૯૮૧,૦૦૫ |
| યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા),, | ,, | ૩,૭૩૮,૩૯૩ |
| ચીનનું પ્રજાસત્તાક રાજ્ય | | ૪,૨૭૯,૧૭૦ |
| ફ્રાન્સ અને સંસ્થાનો | | ૪,૪૫૦,૦૦૦ |
| સોવિયેટ રશિયા | | ૯,૨૫૧,૭૯૬ |
| બ્રિટિશ સામ્રાજ્ય | | ૧૩,૩૫૫,૪૨૬ |

## જમીન

કુલ જમીન, ૫૫,૫૦૦,૦૦૦ ચોરસ માઇલ

| | |
|---|---|
| એશિયા | ૧૭,૫૦૦,૦૦૦ ચો. મા. |
| અમેરિકા | ૧૪,૧૫૦,૦૦૦ ,, ,, |
| યુરોપ | ૩,૮૦૦,૦૦૦ ,, ,, |
| આફ્રિકા | ૧૧,૭૫૦,૦૦૦ ,, ,, |
| ઓસ્ટ્રેલેશિયા અને ઓશિયાનિયા | ૩,૫૦૦,૦૦૦ ,, ,, |

## પૃથ્વીનાં નીચાં બિંદુઓ

| | દરિયાની સપાટી કરતાં નીચે (ફીટ) |
|---|---|
| ડેથવેલિ (મૃત્યુ ખીણ) કાલિફોર્નિયા | ૨૭૬ |
| દરિયાની સપાટી | ... |
| કાસ્પિયન સમુદ્ર, રશિયા | ૮૬ |
| મૃત સરોવર, પેલેસ્ટાઇન | ૧,૨૯૦ |
| લિબ્યનનું રણ | ૪૪૦ |
| આઇર સરોવર, દક્ષિણ ઓસ્ટ્રેલિયા | ૩૯ |
| સહરાનું રણ | ૧૫૦ |

## નદીઓ

| | લંબાઈ (માઇલમાં) | | લંબાઈ (માઇલમાં) |
|---|---|---|---|
| **યુરોપ** | | **ઓસ્ટ્રેલિયા** | |
| વોલ્ગા | ૨,૩૦૦ | મરે | ૧,૫૫૦ |
| ડાન્યુબ | ૧,૭૨૦ | **આફ્રિકા** | |
| ડોન | ૧,૧૨૦ | નાઇલ | ૩,૬૮૦ |
| નિપર | ૧,૧૨૦ | કોંગો | ૨,૮૮૦ |
| પેચોરા | ૧,૦૯૦ | નાઇજર | ૨,૫૮૫ |
| ડ્વિના | ૧,૦૧૦ | ઝાંબેસી | ૧,૬૫૦ |
| ડ્રાઇન | ૮૦૫ | ઓરેન્જ | ૧,૧૫૫ |
| એલ્બ | ૭૨૦ | લિમ્પોપો | ૯૯૫ |
| વિસ્ટુલા | ૬૫૦ | સેનિગલ | ૮૯૦ |
| **એશિયા** | | **અમેરિકા** | |
| યેનેસી | ૨,૯૫૦ | મિસિસિપિ | ૪,૦૬૦ |
| આમૂર | ૨,૯૨૦ | આમાઝોન | ૩,૫૫૦ |
| યાંગ્સે | ૨,૮૫૦ | સેંટલોરેન્સ | ૨,૩૭૦ |
| ઓબ | ૨,૭૦૦ | લાપ્લાટા | ૨,૨૩૦ |
| હોઆંગ્હો | ૨,૫૮૦ | મેકેન્ઝી | ૨,૨૦૦ |
| લીના | ૨,૪૯૦ | રિયોગ્રાન્ડ | ૧,૭૪૦ |
| સિંધુ | ૧,૯૭૫ | સસ્કેટ્ચેવન નેલ્સન | ૧,૪૯૦ |
| ગંગા | ૧,૬૮૦ | ઓરિનોકો | ૧,૩૮૦ |
| બ્રહ્મપુત્રા | ૧,૬૮૦ | કોલંબિયા | ૧,૨૪૦ |
| યુફ્રેટિસ | ૧,૬૨૦ | કોલોરાડો | ૧,૨૦૦ |
| આમુદર્યા | ૧,૩૭૦ | | |

## સરોવરો

| **યુરોપ** | ક્ષેત્રફળ (ચો.મા.) | | ક્ષેત્રફળ (ચો. મા.) |
|---|---|---|---|
| લાડોગા | ૬,૯૬૦ | પીપસ | ૧,૩૫૫ |
| ઓનેગા | ૩,૨૯૦ | વેટર | ૭૬૦ |
| વેનર | ૨,૪૧૦ | પ્લેટન | ૨૩૭ |

| | ક્ષેત્રફળ (ચો.મા.) | | ક્ષેત્રફળ (ચો.મા.) |
|---|---|---|---|
| જીનિવા | .૨૨૪ | બાંગવ્યુલુ | ૧,૯૭૦ |
| કોન્સ્ટન્સ | ૨૦૮ | ગ્રેરૂ | ૧,૯૫૦ |
| **એશિયા** | | આલ્બર્ટ | ૧,૭૪૦ |
| કાસ્પિયન | ૧૬૫,૫૨૦ | એડવર્ડ | ૧,૫૦૫ |
| આરલ | ૨૬,૧૬૫ | **અમેરિકા** | |
| બૈકલ | ૧૩,૪૯૦ | સુપિરિયર | ૩૧,૨૦૦ |
| બાલ્કશ | ૭,૯૬૦ | હુરોન | ૨૩,૮૦૦ |
| ઇસિકકુલ | ૨,૦૦૦ | મિશિગન | ૨૨,૪૫૦ |
| ઊર્મિયા | ૧,૪૮૦ | ગ્રેટબેર | ૧૧,૨૦૦ |
| કુકુનોર | ૧,૪૬૦ | ગ્રેટસ્લેવ | ૧૦,૦૦૦ |
| વાન | ૧,૪૨૦ | એરિ | ૯,૯૫૦ |
| **આફ્રિકા** | | વિનિપેગ | ૯,૨૭૦ |
| વિક્ટોરિયા | ૨૬,૩૫૦ | ઓન્ટારિયો | ૭,૫૪૦ |
| ટાંગાનિકા | ૧૩,૫૫૦ | નિકારાગુઆ | ૪,૪૪૦ |
| ન્યાસા | ૧૦,૨૩૦ | ટિટિકાકા | ૩,૨૨૦ |
| ચાડ | ૮,૩૦૦ | ગ્રેટ સોલ્ટ લેક | ૨,૩૬૦ |
| રૂડોલ્ફ | ૩,૯૬૦ | | |

## મહાસાગરો તથા સમુદ્રોનું ક્ષેત્રફળ તથા ઊંડાઇ

| નામ | સંગ્રહણ-પ્રદેશનું ક્ષેત્રફળ (ચોરસ માઇલમાં) | વધારેમાં વધારે ઊંડાઈ (ફીટમાં) | |
|---|---|---|---|
| પેસિફિક | ૬૩,૯૮૬,૦૦૦ | મિનાન્ડોથી દૂર | ૩૨,૦૮૯ |
| આટલાંટિક | ૩૧,૫૩૦,૦૦૦ | પોર્ટોરિકાની ન્હેર | ૩૧,૩૬૬ |
| હિંદી મહાસાગર | ૨૮,૩૫૦,૦૦૦ | સુંડા ન્હેર | ૨૨,૯૬૮ |
| આર્કટિક | ૫,૫૪૧,૬૦૦ | ઉત્તર ધ્રુવ પાસે | ૧૩,૨૦૦ |
| મલાયા | ૩,૧૩૭,૦૦૦ | ફીની ન્હેર | ૨૧,૩૪૨ |
| સેન્ટ્રલ અમેરિકન | ૧,૭૭૦,૧૭૦ | કારિબિયન | ૨૦,૫૬૮ |
| ભૂમધ્ય | ૧,૧૪૫,૦૦૦ | પોલા ડીપ | ૧૨,૨૭૬ |

| નામ | સંગ્રહણ-પ્રદેશનું ક્ષેત્રફળ (ચોરસ માઇલમાં) | વધારેમાં વધારે ઊંડાઇ (ફીટમાં) | |
|---|---|---|---|
| બ્હેરિંગ | ૮૭૮,૦૦૦ | બુલ્ડિર પરનાળ | ૧૨,૪૨૨ |
| ઓખોટસ્ક | ૫૮૨,૦૦૦ | કુરાઇલ પરનાળ | ૧૦,૫૫૪ |
| ઇસ્ટ ચાઇના | ૪૮૦,૦૦૦ | લગભગ | ૧૦,૫૫૦ |
| હડસન બે | ૪૭૨,૦૦૦ | ,, | ૧,૫૦૦ |
| જાપાન | ૪૦૫,૦૦૦ | ,, | ૧૦,૨૦૦ |
| આંદામાન | ૩૦૫,૦૦૦ | ,, | ૧૧,૦૦૦ |
| ઉત્તર સમુદ્ર | ૨૨૧,૦૦૦ | સ્કેગરેક | ૧,૯૯૮ |
| બાલ્ટિક | ૧૫૮,૦૦૦ | લગભગ | ૧,૨૦૦ |

## મોટા ટાપુઓ

| નામ | ક્યા સમુદ્રમાં? | ચોરસ માઇલ |
|---|---|---|
| ઓસ્ટ્રેલિયા | — | ૨,૯૭૪,૫૮૦ |
| ગ્રીનલેન્ડ | આર્કટિક | ૮૪૬,૭૪૦ |
| ન્યુગિની | પાસિફિક | ૩૩૦,૦૦૦ |
| બોર્નિયો | પાસિફિક | ૨૮૪,૬૩૦ |
| બેફિન્લેન્ડ | આર્કટિક | ૨૩૬,૩૦૦ |
| માડાગાસ્કર | હિંદી | ૨૨૪,૭૨૧ |
| સુમાત્રા | હિંદી | ૧૬૩,૫૮૪ |
| ગ્રેટબ્રિટન | આટલાન્ટિક | ૮૮,૭૪૫ |
| હોન્શુ | પાસિફિક | ૮૬,૯૫૩ |
| મેલિબિસ | હિંદી | ૭૨,૬૭૯ |
| વિક્ટોરિયા | આર્કટિક | ૬૦,૦૦૦ |
| સાઉથ આઇલેન્ડ (ન્યુઝીલેન્ડ) | પાસિફિક | ૫૮,૧૨૦ |
| નોર્થ આઇલેન્ડ (ન્યુઝીલેન્ડ) | પાસિફિક | ૪૪,૧૩૦ |
| ક્યુબા | આટલાન્ટિક | ૪૨,૭૩૪ |
| ન્યુફાઉન્ડલેન્ડ | આટલાન્ટિક | ૪૧,૬૩૪ |

હવાપાણી જુદા જુદા પ્રકારનાં છે. દેરા–ઈસ્માઈલખાન જેટલી ગરમી આખા હિંદમાં કયાએ પડતી નથી. ઉનાળામાં આ સ્થાનની ગરમી ૧૧૩ ડીગ્રીથી ૧૧૮ ડીગ્રી સુધી ચડે છે. આખો પ્રાંત ચોમાસાના માર્ગની બહાર છે. વરસાદ બહુ થોડો છે અને ટેકરીઓ સિવાય ખેતીવાડી નહિ જેવી થાય છે. ફળો મોટા પ્રમાણમાં ઉગાડવામાં આવે છે.

વસ્તી ૨,૪૨૫,૦૭૬ની છે. ૧૯૨૧ની વસ્તી–ગણત્રી સાથે સરખાવતાં તેમાં ૭.૭ ટકાનો વધારો થયો છે. પ્રાંતનું ક્ષેત્રફળ ૧૩,૫૧૮ ચોરસ માઈલનું છે.

વસ્તીનો મોટો ભાગ પઠાણોનો છે. તેઓ પુસ્તુ ભાષા બોલે છે. વસ્તીના ૯૦ ટકાથી વધારે મુસલમાનો છે, મોટો ભાગ ખેતીવાડી કરે છે. અફગાનિસ્તાન તથા મધ્યહિંદ સાથે સરહદના રસ્તાને જોડતો હોઈ આ પ્રાંત વેપારી–દૃષ્ટિએ અગત્યનું સ્થાન ભોગવે છે. આ પ્રાંત ચીફ કમિશ્નરની સત્તા હેઠળ હતો, પણ ૧૯૩૨માં તેને ગવર્નર અને તેની ધારાસભા નીચે મૂકવામાં આવ્યો.

વસ્તીનો મુખ્ય આધાર ખેતીવાડી પર છે. કોઈપણ જાતનાં કારખાનાં નથી.

ગવર્નર : હિઝ એક્સેલન્સી સર જ્યોર્જ કનિંગહામ, કે. સી. આઈ. ઈ.; સી. એસ. આઈ.; ઓ. બી. ઈ. (૫,૫૦૦ રૂ.) એપ્રિલ ૧૯૩૭થી

**પ્રધાનમંડળ :** (મહાસભાવાદી) વડાપ્રધાન. ઑન. ડૉ. ખાનસાહેબ (રાજકીય, સ્વદેશ તથા જાહેર બાંધકામખાતું), ઑન. કાઝી અતૌલા (કેળવણી), ઑન. મિ. ભંજુગમ ગાંધી (નાણાખાતું), ઑન. ખાન અબ્બાસખાન (હુન્નર–ઉદ્યોગ).

એડવોકેટ જનરલ–. એસ. રાજાસિંગ, એમ. એ.; એલ. એલ. બી.

ધારાસભાના સ્પીકર : મલિક ખુદાબક્ષ ખાન

ધારાસભાના ડેપ્યુટી સ્પીકર : ખાન મહમદ સર્વ- તહિર ખૈલિ

## સિંધ

મુંબઈ ઈલાકા સાથે લગભગ એકસો વર્ષ રહીને ૧૯૩૬ના એપ્રિલની ૧લી તારીખે સિંધને જુદો પ્રાંત બનાવવામાં આવ્યો છે.

તાજેતરની શોધખોળ પરથી જણાય છે કે પ્રાચીન કાળમાં સિંધ સંસ્કૃતિનું ધામ હોવું જોઈએ. સિંધના લારખાના પરગણામાં મોહન-જો-ડેરોમાં મહાન સિંધુ નદીની ખીણની સંસ્કૃતિના અવશેષો મળી આવ્યા છે. જે નામથી આખા હિંદને પાશ્ચિમાત્ય લોકો ઓળખે છે તે નામ ગ્રીક લોકોને સિંધમાંથી મળી આવ્યું હતું. સિકંદરે સિંધને જીત્યો. ઈસ્લામનો પ્રવેશ પણ સિંધમાં જ થયો હતો. આઠમા સૈકામાં મહમદ-બીન-કાસમે બ્રાહ્મણવંશને હરાવ્યો હતો. હુમાયુ જ્યારે આશ્રય માટે રખડતો હતો ત્યારે સિંધના રણમાં ઉમરકોટમાં મહાન અકબરનો જન્મ થયો હતો.

ઘણા ફેરફારો પછી ૧૮૪૩માં સર ચાર્લ્સ નેપિયરની સરદારી હેઠળ મુંબઈની ટુકડીએ આ પ્રાંતને બ્રિટિશ મુલક સાથે જોડી દીધો. થોડા સમય સુધી સિંધને મિલિટરી ગવર્નર નીચે રાખ્યો અને ત્યારપછી મુંબઈ ઈલાકા સાથે ભેળવી દેવામાં આવ્યો.

સિંધનાં હવાપાણી આકરાં છે. ઉનાળામાં સખત ગરમી પડે છે તથા શિયાળામાં સખત ઠંડી પડે છે. ભીનાશના અભાવને આ આભારી છે. દિવસના ભાગમાં સુક્કી રેતી ગરમી સાથે ભળી જાય છે ને ગત્રે તેટલી જ ઝડપથી ગરમીને છૂટી કરે છે. સિંધમાં દર વર્ષે ફક્ત ૪ ઇંચ વરસાદ પડે છે. ચોમાસામાં વરસાદ નહિ જેવો પડે છે. સિંધનાં મુખ્ય શહેરો—સક્કર, શિકારપુર, હૈદ્રાબાદ અને કરાચી છે. કરાચી બંદર તરીકે વિકાસ પામતું જાય છે. પંજાબનાં ઘઉં તથા ખીયાંનો વેપાર એટલી હદે વધ્યો છે કે છેલ્લાં થોડા વર્ષોમાં કરાચીની અગત્ય વેપારી-દૃષ્ટિએ ખૂબ વધી છે.

આ પ્રાંતનું ક્ષેત્રફળ ૪૬,૩૭૮ ચોરસ માઈલનું છે અને તેની વસ્તી ૩,૮૮૭,૦૭૦ની છે.

૭૩ ટકા લોકો મુસલમાન છે. મુખ્ય ભાષા સિંધી છે.

સિંધુ નદીમાંથી આવતી રેલ પર ખેતીવાડીનો આધાર છે. મુખ્ય પેદાશ ઘઉં તથા જુવારી છે. અલબત્ત તે શિયાળામાં વાવવામાં આવે છે.

**ગવર્નર** : હિઝ એક્સેલન્સી સર લેન્સલૉટ ગ્રેહામ, કે. સી. એસ. આઇ.; કે. સી. આઇ. ઇ. (રૂ. ૫,૫૦૦)

**પ્રધાનમંડળ** : ઓન. સર ગુલામહુસેન હિદાયતુલ્લા, નાઇટ, વડાપ્રધાન (નાણાખાતું, સ્વદેશ તથા રાજકીય ખાતાં તથા પરચુરણ) ઓન. ડૉ. એચ. સ્વાદવાની (જાહેર આરોગ્ય), ઓન. મીર બંદેઅલીખાન તાલપુર (મહેસૂલ, ખેતીવાડી, જંગલ, સહકારી મંડળી, આબકારી) ડેપ્યુટી સ્પીકર—ખાનસાહેબ ગબોલે.

## પોર્ટુગીઝ હિંદ

પોર્ટુગીઝ હિંદમાં ગોવા (મુખ્ય શહેર નોવાગોવા અથવા પંજિમ) તથા આંગિદિવ, સાઓજોર્જ તથા મોર્સેગોસના ટાપુઓ, ગુજરાતના કિનારે આવેલ દાદરા તથા નાગરઅવેલી પ્રાંતો સહિત દમણ, તથા કાઠિયાવાડ દ્વીપકલ્પના કિનારે આવેલ ગોઘલા તથા સાંબોર પ્રાંતો સહિત દીવનો સમાવેશ થાય છે. સંસ્થાનોનું ક્ષેત્રફળ ૧,૬૩૭ ચોરસ માઇલ તથા ૧૯૩૧ની વસ્તી—ગણત્રી પ્રમાણે વસ્તી ૫૭૯,૯૬૯ની છે. તેમાં ૫૦૭ મીઠાનાં કારખાનાં તથા ૨૧ મેંગેનીઝની ખાણો છે. મુખ્ય નિકાસ નાળિયેર, માછલી, તેજાના, મીઠું, કોપરું.

## ફ્રેન્ચ હિંદ

ફ્રેન્ચ સંસ્થાનોમાં નીચે મુજબ સમાવેશ થાય છે. કોરોમાંડલ-કાંઠા પર આવેલ પોંડિચેરી, કારિકલ, ચંદ્રનગર, માહી તથા યાનાન.

આ પાંચે પ્રાંતોનાં સંસ્થાનનો વહીવટ ચૂંટાયેલ ધારાસભા કરે છે. ગવર્નર પોંડિચેરીમાં રહે છે. પારિસની પાર્લામેન્ટમાં એક સેનેટર તથા એક ડેપ્યુટી આ સંસ્થાનોની વતી બેસે છે. મુખ્ય પાક ચોખા તથા મગફળી છે. મુખ્ય ઉદ્યોગ ખેતીવાડીનો છે. મુખ્ય નિકાસ તેલીબીયાંની છે. પોંડિચેરીમાં રૂની પાંચ મિલો છે.

ઈ. સ. ૧૬૭૪મા ફ્રેન્ચ ઇસ્ટ ઈન્ડિયા કંપનીએ પોંડિચેરીની સ્થાપના કરી. આઠ વખત હાથ-બદલો કર્યા પછી ૧૮૧૪મા આખરે તે ફ્રાન્સની સત્તા હેઠળ આવ્યુ.

## હિંદી રાષ્ટ્રીય મહાસભાનો સુવર્ણ મહોત્સવ

હિંદી રાષ્ટ્રીય મહાસભાને ૧૮૮૫મા સ્થપાયાને પચાસ વર્ષો વીતી ગયા છે આ પચાસ વર્ષો દરમિયાન તેને ઘણી તીવ્ર-મૃદુ જોવી પડી છે મહાસભાની ઉત્ક્રાંતિનો ઇતિહાસ દેશની રાજકીય પ્રગતિનો સ્મરણીય ઇતિહાસ છે

મહાસભાનો ઇતિહાસ માત્ર દેશની રાજકીય ઉત્ક્રાંતિનો ઇતિહાસ જ નથી, પરતુ આર્થિક, ઔદ્યોગિક તથા કેળવણીવિષયક પ્રગતિનો જ્વલંત દાખલો છે. હિંદના સપુતોની મહેનત અને આત્મભોગ પર ચણાયેલ એ એક સ્તંભ છે.

મહાસભા શરૂઆતમા બહુ નાની સસ્થા હતી અને માત્ર ગણ્યા-ગાંઠ્યા શિક્ષિતો તેનો લાભ લેતા, પણ અત્યારે તો તે શિક્ષિત હિંદનું એક જ રાજકીય 'પ્લેટફોર્મ' બની ગઈ છે

મહાસભાની શરૂઆતનો ઇતિહાસ જાણવા જેવો છે હિંદની રાષ્ટ્રીય પ્રગતિના જનક થવાનુ એક અંગ્રેજ અધિકારી—એલન ઓક્ટેવિયસ હ્યુમ—ના ભાગ્યમા લખાયેલુ હતુ

૧૮૮૩ ના માર્ચની ૧ લી તારીખે કલકત્તા વિશ્વવિદ્યાલયના સ્નાતકોને લખેલા ખુલ્લા પત્રમા હ્યુમે રાષ્ટ્રીય સસ્થાની સ્થાપનાની આગાહી કરી હતી પત્રમાં લખ્યુ હતુ કે "હુ તમને જણાવી ગયો તેમ તમે દેશની આશા છો અને તમારા જેવા શિક્ષિતોમાથી આત્મ-ભોગ, પૂર્ણ પ્રેમ, દેશાભિમાન અને સાચા નિઃસ્વાર્થ સ્વદેશપ્રેમવાળા અને જરૂર પડે તો જીવન અર્પણ કરવાની ભાવનાવાળા ફક્ત પચાસ મનુષ્યો ન મળે તો હિંદ માટે કંઈ પણ આશા નથી પરદેશી રાજ્ય-કર્તાઓના હાથમા હિંદના પુત્રો અસહાય રમકડા જેવા માત્ર રહેશે. દરેક પ્રજા, જેવી સરકારને તે લાયક હોય તેવી સરકાર બરોબર તે મેળવે છે"

દેશના શિક્ષિતવર્ગને કરાયેલ આ અપીલની સફળ પર તાત્કાલિક અસર થઈ, પરિણામે હિંદના પ્રાંતનાં મુખ્ય મુખ્ય શહેરોમાં મહાસભા-સમિતિની સ્થાપના થઈ. એક મધ્યસ્થ સમિતિ નીમવામાં આવી. મહાસભાના સામાન્ય મંત્રી તરીકે હ્યુમની નિમણૂક થઈ અને તે જગ્યા પર તે ઓગણીશ વર્ષ રહ્યા.

મહાસભાની શરૂઆતમાં જે જે અંગ્રેજોએ તેની પ્રગતિ સાધવામાં અવિરત શ્રમ કર્યો તેના પ્રતિ અત્રે આભારની લાગણી દર્શાવવી અસ્થાને નથી. હ્યુમ, સર વિલિયમ વેડર્બર્ન, જ્યોર્જ યુલ અને બીજા ઘણાઓ આ દેશમાં કોંગ્રેસની શરૂઆતથી મુખ્ય સ્તંભો હતા. લંડનમા સ્થપાયેલી કોંગ્રેસની બ્રિટિશ કમિટિ, સર વિલિયમ વેડર્બર્નને આભારી હતી.

મહાસભાની પ્રથમ બેઠક મુંબઈમાં મિ. ડબલ્યુ. સી. બેનરજીના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. તેમાં માત્ર ૭૩ ડેલીગેટો હતા. ૧૯૦૬માં દાદાભાઈ નવરોજીના પ્રમુખપણા હેઠળ ભરાયેલ કલકત્તા મહાસભામાં આ સંખ્યા વધીને ૧૬૬૩ થઈ હતી. ત્યારપછીના વર્ષોમાં તે સંખ્યા વધીને ૫,૦૦૦ પર પહોંચી હતી. જૂની મહાસભાની નીતિ અરજી અને માગણીઓ કરવાની હતી. ને તે સમયે સરકાર-વિરોધી ચળવળ નહોતી. કોંગ્રેસના આલ પ્રણેતાઓ એમ માનતા હતા કે અરજી તથા માંગણીઓથી તેઓ બ્રિટિશ સરકારને પોતાના પક્ષમાં લઈ શકશે.

મહાસભાની બધી બેઠકોમાં નીચેના ઠરાવો ખાસ ધ્યાન ખેંચતા હતા :

(૧) તાજ પ્રત્યે વફાદારી.

(૨) હિંદમા રાજ્યવ્યવસ્થા માટે તપાસ કરવા શાહી કમિશનની નિમણૂક.

(૩) ધારાસભામાં ચૂંટણીના તત્ત્વનું યોગ્ય દાખલ કરવુ.

(૪) હિંદી કાઉન્સિલ રદ્દી નાખવી.

(૫) સનંદી નોકરી માટે હિંદ તેમ જ ઇન્ગ્લંડમા એકી સાથે પરીક્ષા.

(૬) સરકારી ખર્ચ સામે વિરોધ.

(૭) જમીન-મહેસુલમાં ઘટાડો.

(૮) કારોબારી તથા ન્યાયખાતાંને જુદાં પાડવાં.

મહાસભાની સ્થાપના અધિકારીઓને ગમી નહિ, પરંતુ શરૂઆતમાં ખાસ વિરોધ જણાયો નહિ. 'તુચ્છ અલ્પમતિ' ગણીને લૉર્ડ ડફરીને તેની હાંસી કરી હતી. અલ્લાહાબાદમાં મહાસભાની ચોથી બેઠક વખતે સરકારી વિરોધ દેખાઈ આવ્યો. સુલેહ જાળવવા કેટલાક પ્રતિનિધિઓ પાસે જામીનગીરી માગવામાં આવી હતી, તથા સરકારી અમલદારોની હાજરી પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો.

લૉર્ડ કર્ઝને મહાસભાના પ્રતિનિધિમંડળને મળવાની ના પાડી, પણ પછીનાં વર્ષોમાં સહેજ ફેરફાર થયો જણાયો. કેમકે ૧૯૧૧માં લૉર્ડ હાર્ડિંજ મહાસભાના પ્રતિનિધિમંડળને મળ્યા અને ૧૯૧૪માં મદ્રાસના ગવર્નર લૉર્ડ પેન્ટલેન્ડે મહાસભાની મદ્રાસની બેઠકમાં હાજરી આપી.

સમય જતાં મહાસભાએ ધીમે ધીમે અરજીઓ તથા વીનવણી કરવાની રીતનો ત્યાગ કર્યો અને સરકારી કાર્યોની સખત ખબર લેવાનું શરૂ કર્યું. આ ફેરફાર ઘણાં કારણોને આભારી હતો.

સામાજિક અને જાહેર કાર્યોમાં હિંદમાં રંગભેદ, મહાસભા પ્રત્યે લૉર્ડ કર્ઝનનો છૂપો તિરસ્કાર, બંગાળાના ભાગલા, અંદર અંદર ફાટફૂટ પડાવવાની નીતિ, યુનિવર્સિટી-ઍક્ટ—આ બધાં મહાસભાની નીતિ ફેરવવામાં કારણભૂત હતાં.

મહાસભાના આગલા પ્રમુખોના જણાવ્યા પ્રમાણે મહાસભાનો શરૂઆતનો આદર્શ એ હતો કે અંગ્રેજ લોકો સાથે યોગ્ય વર્તન ચલાવવામાં આવે તો તેઓ ન્યાયી છે. તેઓ સત્યના માર્ગથી કદી ચલિત થતા નથી અને બ્રિટિશ-બંધારણ જાહેર સ્વતંત્રતાનો સ્તંભ છે. ઇ. સ. ૧૮૯૦માં સર ફિરોજશા મહેતાએ જાહેર કર્યું હતું કે "બ્રિટિશ રાજનીતિ આખરે આપણી માગણીઓ પૂરી કરશે તે બાબતની અને જરા પણ શંકા નથી." બારમી મહાસભામાં એમ. આર. સયાનીએ કહ્યું હતું કે "અંગ્રેજ પ્રજા કરતાં વધારે પ્રમાણિક તથા મહેનતુ પ્રજા અસ્તિત્વ ધરાવતી નથી."

૧૮૯૯ની લખનૌની મહાસભાએ "હિંદી સામ્રાજ્યના લોકોનું હિત કાયદેસર સાધનોથી આગળ ધપાવવાનો હિંદી મહાસભાનો હેતુ" જાહેર કર્યો. શરૂઆતના તબક્કામાં મહાસભાની માન્યતા તથા આદર્શ શું હતાં તે આ સ્પષ્ટ બતાવે છે.

૧૯૦૬માં દાદાભાઈ નવરોજીના પ્રમુખપણા નીચે કલકત્તામાં મહાસભા ભરાણી ત્યારે આ માન્યતા તથા આદર્શો સામે વિરોધ ઊઠ્યો. બંગભંગની તથા બહિષ્કારની ચળવળ આખા દેશમાં પ્રસરી રહી હતી. વાચ્છા અને સર ફિરોજશા મહેતા જેવા વૃદ્ધ આગેવાનોના વિરોધ છતાં બહિષ્કારનો ઠરાવ પસાર થયો. મહાસભાની લડાયકવૃત્તિનાં બીજ આ રીતે નખાયાં.

૧૯૦૬ની કલકત્તા-મહાસભામાં ઉદ્દામપક્ષના અસ્તિત્વની જાણ થઈ. આ પક્ષના નેતાઓ બાલ ગંગાધર તિલક, બિપિનચંદ્ર પાલ, અરવિંદ ઘોષ, ડૉ. મુંજે, લાલા લજપતરાય ને બીજાઓ હતા. મહાસભાની આગેવાની કયા પક્ષે લેવી તે નક્કી કરવા બન્ને–ઉદ્દામ તથા વિનીત–પક્ષો સૂરત મહાસભામાં મળ્યા. સૂરતની મહાસભામાં કેવી રીતે ભંગાણ પડ્યું તે દરેક જણની માહિતીનો વિષય છે. મહાસભાના ભંગાણ પછી સુરેન્દ્રનાથ બેનરજીએ મૃત્યુગીત ગાયું કે 'મહાસભા મૃત્યુ પામી છે, મહાસભા ઘણું જીવો!'

પરંતુ મહાસભા તદ્દન મૃત્યુ પામી નહિ. ગોખલે, મહેતા, વાચ્છા અને પંડિત માલવિયાના યત્નોથી તે બચી ગઈ. આ આગેવાનોએ મહાસભાની નીતિ નક્કી કરી. મહાસભાના દરેક સભ્યે તેના પર સહી કરવાની હતી. વિનીત આગેવાનોની આ રીતથી ૧૯૧૬ સુધી ઉદ્દામ-પક્ષવાદીઓ મહાસભાથી દૂર રહ્યા. તેમને વિનીતોની આ નવી રીત પસંદ પડી નહિ.

ઉદ્દામપક્ષના નેતાઓ ગયા પછી દેશમાં મહાસભાનો પ્રભાવ ઓછો થવા લાગ્યો. સૂરતના ભંગાણ પહેલાં ૧૯૦૬માં કલકત્તામાં પ્રતિનિધિઓની સંખ્યા ૧૬૬૩ હતી, પરંતુ ૧૯૦૯માં આ સંખ્યા ઘટીને ૨૪૩ અને ૧૯૧૨માં ૨૦૭ થઈ. આ સમય દરમિયાન ધ્યાન ખેંચે તેવું કાર્ય તો લખનૌ મુકામે મહાસભા અને મુસ્લિમ-લીગે સહી કરેલ લખનૌના કરાર હતા.

આ વખતે મિસિસ ઍનિ બિસંટની હોમરૂલની ચળવળ આખા હિંદમા પ્રસરી રહી હતી. તિલક અને તેમના પક્ષે આ ચળવળમા સક્રિય ભાગ લેવા માડ્યો. વિશ્વયુદ્ધમા હિંદે આપેલા ભોગ માટે બ્રિટિશ પ્રજાએ યોગ્ય બદલો આપવો જોઇએ તેવી આશા સર્વત્ર દર્શાવવામા આવતી હતી આખો દેશ નિરાશ દેખાતો હતો, પણ ગોખલે, મહેતા અને સુરેન્દ્રનાથ બેનરજી જેવા વિનીત આગેવાનોને મિસિસ બિસંટની હોમરૂલની ચળવળ પસદ પડી નહિ. પરંતુ મિસિસ બિસંટના પ્રયાસને અગે મદ્રાસમા ૧૯૧૪મા ઉદ્દામ અને વિનીત આગેવાનો વચ્ચે કામચલાઉ સુલેહ થઈ. હોમરૂલની ચળવળને અગે મિસિસ બિસંટને કેદ કરવામા આવ્યા, પરંતુ જ્યારે તેમને મુક્ત કરવામા આવ્યા ત્યારે 'રાષ્ટ્રીય વીરાગના' તરીકે તેમને વધાવવામા આવ્યા. હોમરૂલમા માનનારાઓના બળની બીજી કસોટી શરૂ થઈ. તિલકના પક્ષ માટે વાતાવરણ ખૂબ અનુકૂળ હતું. ૧૯૧૭ની કલકત્તાની મહાસભાના પ્રમુખ તરીકે ઍનિ બિસંટની વરણીમા સુરેન્દ્રનાથ બેનરજીની આગેવાની નીચેના વિનીતપક્ષનો, સી આર. દાસના હાથે સખત પરાજય થયો. રાજકારણમા પ્રવેશ કરવા માટે મિ દાસને આ અમૂલ્ય તક મળી વિનીતોએ મૉન્ટેગુ-ચૅમ્સફર્ડ-સુધારાનો સ્વીકાર કર્યો અને હોમરૂલરોએ તેનો તદ્દન અસ્વીકાર કર્યો.

૧૯૧૮મા વિનીતોએ મહાસભા છોડી અને 'નેશનલ લિબરલ ફેડરેશન' નામક નવી સસ્થાની સ્થાપના કરી.

હવે મહાસભા રાષ્ટ્રીયપક્ષના સંપૂર્ણ કાબૂમા આવી આખા દેશમા મહાસભાની આણ વર્તાવા લાગી હવે તો તે લોકોથી દૂર રહેવાને બદલે તેમા ભળી ગઈ. ધીમે ધીમે તેનુ વલણ અસહકાર તરફ ઢળવા લાગ્યુ. આ માટે કેટલાક કારણો હતા, જેવા કે જલિયાવાલાની કતલ, રૌલેટ કાયદો, ખિલાફત-ચળવળ અને મૉન્ટેગુ-ચેમ્સફર્ડ-રિપૉર્ટ. મહાસભા મહાત્મા ગાંધીની સીધી દેખરેખ નીચે આવી. તેમની પ્રતિભા, ત્યાગ તથા અસાધારણ પ્રભાવથી મહાસભાની ચળવળનો આખો રાહ બદલી ગયો. સત્યાગ્રહ અને અહિંસા કોંગ્રેસ-ચળવળનુ ધ્યેય થયા. ૧૯૨૦ ની નાગપુર-મહાસભામા કોંગ્રેસનુ ધ્યેય બદલાયુ, "હિંદી રાષ્ટ્રીય મહાસભાનુ ધ્યેય, બધા બંધારણપૂર્વક અને શાંતિમય

સાધનોથી હિંદની પ્રજા માટે સ્વરાજ્ય મેળવવાનું છે." હાયકંતામણુ અને હાથવણાટ બધા મહાસભાવાદીઓ માટે મુખ્ય હતાં. ચાર આનાનો મતાધિકાર દાખલ કરવામાં આવ્યો અને મહાસભાના પ્રતિની ભાષાવાર વહેંચણી કરવામાં આવી.

૧૯૨૦ની કલકત્તાની ખાસ મહાસભાએ મહાત્મા ગાંધીની આગેવાની હેઠળ અસહકારની ચળવળ શરૂ કરી. શાળા તથા પાઠશાળાઓનો બહિષ્કાર, સરકારી નોકરીઓનો ત્યાગ, સરકારી માનચાંદનો ત્યાગ, કોર્ટ અને કાઉન્સિલનો ત્યાગ—આ અસહકારની મુખ્ય બાબતો હતી. આ અસહકાર પછી અમદાવાદની મહાસભામાં સવિનયભંગની ચળવળ શરૂ થઈ. મહાત્મા ગાંધીને મહાસભાના સરમુખત્યાર નીમવામાં આવ્યા. પરંતુ ચોરીચોરાના બનાવથી સવિનયભંગની ચળવળને સખત ધક્કો લાગ્યો અને મહાત્માજીએ તે ચળવળ મોકૂફ રાખી.

આ સમયે રાજદ્રોહના આરોપસર મહાત્માજીને ૭ વર્ષની સજા થઈ. કુદરતી રીતે તેની અસર રાજકીય વાતાવરણ પર થઈ. મહાસભાના પ્રીધી બે ભાગલા પડ્યા. નાફેરવાદી અને સ્વરાજવાદી. નાફેરવાદીઓના મત પ્રમાણે, ચાલતી આવતી નીતિમાં કશો ફેરફાર કરવાનો નહોતો. અનહકાર તથા ધારાસભાનો બહિષ્કાર ચાલુ રાખવાનો હતો. સ્વરાજ-પક્ષનો મત, બંધારણ તોડી પાડવા માટે ધારાસભામાં જવાનો હતો. આ પક્ષના આગેવાનો પંડિત મોતીલાલ નેહરુ તથા સી. આર. દાસ હતા. ૧૯૨૩માં મૌલાના મહમદઅલીના પ્રમુખપણા હેઠળ મળેલી દિલ્હીની ખાસ મહાસભાની બેઠકમાં સ્વરાજપક્ષને ધારાસભામાં પ્રવેશ કરવાની સંમતિ મળી.

સ્વરાજપક્ષ દરેક ચૂંટણીમાં બહુમતિ મેળવી અને લગભગ બધી જગ્યાઓ મેળવીને મધ્યપ્રાંત તથા બંગાળામાં બંધારણને તોડી પાડવામાં વિજયી નીવડયો.

અસહકાર પાછો ખેંચી લેવાયો અને મહાત્મા ગાંધીના જેલજવાથી મુક્તિ દરમિયાન મહાસભામાં દેખીતી સુષુપ્તિ આવી, પણ અસહકારની હિલચાલ અંગેના પ્રયોગો ખેડા તથા બારડોલી જેવાં સ્થળોએ ચાલી રહેલા હતા.

આ સમયે સર્વ શ્વેત–સભ્યોવાળા સાઈમન કમિશનની નિમણુક જાહેર કરવામાં આવી. આની સામે સખત વિરોધ ઊઠયો. આ વિરોધમાં સર્વ પક્ષો જોડાયા. મદ્રાસની મહાસભાએ આ કમિશનનો ડગલે ને પગલે બહિષ્કાર જાહેર કર્યો. જ્યાં જ્યાં કમિશન જાય ત્યાં હડતાલ પાડવામાં આવતી હતી.

સાઈમન કમિશન અને લોર્ડ બર્કનહેડના આહ્વાનના જવાબ રૂપે સર્વપક્ષપરિષદ મેળવવામાં આવી. તેણે બંધારણનો ખરડો તૈયાર કર્યો, જે 'નેહરુ રિપોર્ટ' તરીકે જાણીતો છે. પણ નેહરુ રિપોર્ટ સફળ થયો નહિ "ડુમિનિયન સ્ટેટસ"ના મહાસભાના ધ્યેયથી અસંતુષ્ટ પક્ષ તરફથી આ રિપોર્ટ સામે ખરો વિરોધ ઊઠયો. તે પક્ષને તો સંપૂર્ણ સ્વતંત્રતા જોઈતી હતી. તેને અંગે મહાસભાપક્ષમાં બીજો કલહ ઉત્પન્ન થયો. પરંતુ ૧૯૨૮ની કલકત્તાની મહાસભામાં મહાત્મા ગાંધીએ સમાધાની કરી કે ૧૯૨૯ ના ડિસેમ્બરની ૩૧ મી તારીખે–અગર તે પહેલાં જો નેહરુ રિપોર્ટનો સ્વીકાર ન થાય તો–મહાસભા અસહકારની ચળવળ શરૂ કરશે અને સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા કરશે.

પંડિત જવાહરલાલ નેહરુના પ્રમુખપણા હેઠળ મળેલ લાહોર મહાસભામાં કટોકટીની સ્થિતિ ઉપસ્થિત થઈ. પંડિત નેહરુએ જાહેર કર્યું કે "સ્વાતંત્ર્યનો અર્થ એ કે બ્રિટિશ–સત્તા અને બ્રિટિશ–સામ્રાજ્યવાદમાંથી સંપૂર્ણ મુક્તિ."

લાહોરની મહાસભાએ મહાસભાની નીતિમાં ફેરફાર કર્યો એટલું જ નહિ, પણ અસહકારની બીજી ચળવળ ચલાવવાનો તથા ધારાસભા–બહિષ્કારનો ઠરાવ કર્યો. આને અંગે મહાસભાવાદીઓ ધારાસભામાંથી નીકળી ગયા. મીઠાનો કાયદો તોડવાને મહાત્મા ગાંધીએ વાઈસરૉય લૉર્ડ ઈર્વિનને એક ઐતિહાસિક પત્ર લખ્યો. દેશભરમાં મીઠાના કાયદાની ચળવળ જોસભેર ચાલી અને ઘણાં સ્થળોએ હિંસાનાં છમકલાં થયાં.

આ સમયે સાઈમન કમિશનનો રિપોર્ટ બહાર પડ્યો અને આખા હિંદમાં તે માટે નાપસંદગી દર્શાવવામાં આવી. સાઈમન કમિશનના રિપોર્ટની અવગણના કરવામાં આવી. પરંતુ ગોળમેજી પરિષદની જાહેરાત કરવામાં આવી. મહાસભાની ગેરહાજરીને અંગે પહેલી ગોળમેજી

પરિષદ નિષ્ફળ નીવડી. પરંતુ જ્યારે બીજી પરિષદની જાહેરાત કરવામાં આવી ત્યારે સર તેજબહાદુર સપ્રુ અને શ્રી. એમ. આર. જયકરના યત્નોને અંગે સરકાર સાથે સમાધાની થઈ, અને પરિણામે ગાંધી–ઇરવિન કરાર થયા. સવિનયભંગની ચળવળ પાછી ખેંચી લેવામાં આવી અને મહાસભાએ ગોળમેજી પરિષદમાં ભાગ લેવાનું કબૂલ કર્યું. પરંતુ કોમી પ્રતિનિધિત્વ માટે સમાધાન ન થઈ શકવાથી બીજી પરિષદ વધારે નિષ્ફળ નીવડી. બીજી પરિષદમાંથી મહાત્માજી પાછા ફર્યા ત્યારે રાજકીય પરિસ્થિતિ વધારે ખરાબ હતી. ગાંધી–ઇરવિન કરારની શરતોનો સરકારે ભંગ કર્યાનું મહાસભાએ જાહેર કર્યું. મહાસભાની સઘળી ચળવળ દાબી દેવા માટે સરકારે સંખ્યાબંધ ઓર્ડિનન્સો કાઢયા. લાલ ખમીસ (Red Shirts)ની ચળવળ દાબી દેવામાં આવી. સુલેહની શરતો માટે મહાત્મા ગાંધીને મળવાની લોર્ડ વિલિંગ્ડને ના પાડી. બધી મહાસમિતિઓ ગેરકાયદેસર ઠરાવવામાં આવી, બધી સભાઓ પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો અને દેખાતી રીતે મહાસભાને સરકારે દાબી દીધી, છતાં લોકો પરનો તેનો કાબૂ જેવો ને તેવો હતો. પ્રતિબંધ છતાં મહાસભાની ૧૯૩૨ અને ૧૯૩૩ની બેઠકો પણ ભરવામાં આવી હતી.

સરકારી કડક પગલાંને લઈ મહાસભાની બધી પ્રવૃત્તિઓ થંભી ગઈ. બે વર્ષ સુધી હિંદમાં મહાસભાનું કાંઈ કાર્ય થયું નહિ.

જેમ જેમ આગેવાનો કારાગૃહમાંથી મુક્ત થતા ગયા તેમ તેમ મહાસભાની નીતિમાં ફેરફાર કરવાનું તેમને સમજાયું. મહાસભાએ સવિનયભંગ પાછો ખેંચી લીધો અને સરકારે મહાસભા સામેના બધા પ્રતિબંધો પાછા ખેંચી લીધા. તેથી ૧૯૩૫માં બાબુ રાજેન્દ્રપ્રસાદના પ્રમુખપણા હેઠળ મહાસભાની રીતસરની બેઠક મુંબઈમાં મળી શકી. મહાસભાના બંધારણમાં ખૂબ ફેરફાર કરવામાં આવ્યો. પ્રતિનિધિઓની ચૂંટણીમાં મહાસભાસમિતિના તથા કાર્યવાહક સમિતિના બંધારણમાં ફેરફાર કરવામાં આવ્યા. કોમી ચુકાદા સંબંધી મહાસભાએ તટસ્થતા જાળવી.

## મહાસભા સંબંધી જાણવાજેવી બાબતો

મહાસભાના સુવર્ણ મહોત્સવને અંગે વાંચકોને આ હકીકતો જાણવાનું ઠીક પડશે :

"પહેલી મહાસભામાં પ્રતિનિધિની સંખ્યા ૭૨ની હતી.

"દાદાભાઈ નવરોજી મહાસભાના ત્રણ વખત પ્રમુખ થયા હતા.

"નીચેના આગેવાનો મહાસભાના બે વખત પ્રમુખ થયા હતા:

"ડબલ્યુ. સી. બોનરજી, સર સુરેન્દ્રનાથ બેનરજી, પંડિત મદનમોહન માલવિયા, પંડિત મોતીલાલ નેહરુ અને સર વિલિયમ વેડર્બર્ન.

"મુસલમાન પ્રમુખો આઠ થયા છે. બી. તૈયબજી, એમ. સયાની, હસન ઈમામ, અબુલ કલામ આઝાદ, હકીમ અજમલખાન, મૌલાના મહમદઅલી અને ડૉ. એમ. એ. અન્સારી.

"પારસી પ્રમુખ બે થયા છે. દાદાભાઈ નવરોજી અને સર ફિરોજશા મહેતા.

"બંગાળામાંથી દશ પ્રમુખ થયાં છેઃ ડબલ્યુ. સી. બોનરજી, આનંદમોહન બોઝ, રમેશચંદ્ર દત્ત, લાલમોહન ઘોષ, રાસબિહારી ઘોષ, ભૂપેન્દ્રનાથ બસુ, સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહા, અંબિકા ચરણ મઝુમદાર, ચિત્તરંજન દાસ અને મિસિસ સરોજિની નાઈડુ.

"સંયુક્ત પ્રાંતમાંથી ચાર પ્રમુખ થયા છે:

"બિશન નારાયણ ધાર, પંડિત માલવિયા, પંડિત મોતીલાલ નેહરુ અને પંડિત જવાહરલાલ નેહરુ.

"બિહારમાંથી બે પ્રમુખ થયા છે. હસન ઈમામ અને બાબુ રાજેન્દ્રપ્રસાદ.

"પંજાબમાંથી એક—લાલા લજપતરાય.

"મધ્યપ્રાંતમાથી એક—મુધોલકર.

"ગુજરાતમાંથી બે—મહાત્મા ગાંધી ને સરદાર વલ્લભભાઈ પટેલ.

"મુંબઈમાંથી નીચેના પ્રમુખો થયા છેઃ

"તૈયબજી, સયાની, સર ફિરોજશા મહેતા, ડી. ઈ. વાચ્છા, જી. કે. ગોખલે, સર એન. જી. ચંદાવરકર.

"મદ્રાસમાંથી ચાર થયા છે. આનંદ ચાર્લુ, સર શંકરન નાયર, સી. વિજયરાઘવાચારિ અને શ્રીનિવાસ આયંગર.

"બે સ્ત્રીઓ પ્રમુખપદે આવી છે. મિસિસ એનિ બિસંટ અને મિસિસ સરોજિની નાઈડુ.

"નીચેના યુરોપીઅનોને પણ તે માન મળ્યું છે

"જ્યોજ યુલ, એ. વેબ, સર વિલિયમ વેડર્બર્ન અને સર હેન્રિ કૉટન.

## ૧૯૩૮ના ફેબ્રુઆરીમાં હરિપુરામાં ભરાયેલ ૫૧ મી મહાસભાના ઠરાવો

આ મહાસભા–

૧. શ્રી સ્વરૂપરાણી નેહરુ, શ્રી. જગદીશચંદ્ર બોઝ, ડૉ. શરત્ચંદ્ર ચેટર્જી, શ્રી. હરેન્દ્ર મુનશી, શ્રી. સદાશિવરાવ વિગેરેના અવસાન માટે શોક વ્યક્ત કરે છે.

૨. આસામની બહાદુર રાણી ગુઈદાલોની તાત્કાલિક મુક્તિ કરવા જણાવે છે.

૩. પરદેશમા વસતા હિંદીઓની મુસ્કેલીઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે ને જણાવે છે કે હિંદ આઝાદ થશે ત્યારે જ તેમની તમામ મુસ્કેલીઓનો અંત આવશે.

૪. હિંદ કોઈ પણ શાહીવાદી યુદ્ધમાં ભાગ ન લઈ શકે તેની જાહેરાત કરે છે ને હિંદમાં યુદ્ધનુ વાતાવરણ ઊભુ કરવા લશ્કરની કવાયતો ને હવાઈ હુમલા સામેની સાવચેતીના દેખાવો થાય છે તેને છેક જ નાપસંદ કરે છે. હિંદને યુદ્ધમા સંડોવવાના પ્રયત્નનો સખ્ત સામનો કરવામા આવશે.

૫ સિલોનમાં રહેતા હિંદીઓ સામે ભેદભાવ ઉત્પન્ન કરનાર કાયદા નહિ કરવામા આવે તેવી આશા રાખે છે અને આવા થયેલા કાયદાઓ રદ કરવામા આવશે હિંદની તથા સિલોનની સરકારો જુદી હોવા છતા બન્ને પ્રજા તો એક જ છે

૬. ઝાંઝીબારના અ દના તેમ જ મહાસના વેપાર વિષેના હિંદીઓના હક્ક પર મારવામાં આવેલી તરાપનું સમાધાન થયું નથી

તેથી ઑંઝીબાસ્તા લવીંગનો બહિષ્કાર ચાલુ રાખવા પ્રજાને આગ્રહ કરે છે.

૭. પૂર્વ આફ્રિકાની સરકાર કેનિયામાં વસતા હિંદીઓના હક્ક પર વધુ તરાપ મારવાનાં પગલાં ભરી રહી છે તેનો સખ્ત વિરોધ કરે છે ને બ્રિટિશ સરકાર હજુ આ નિર્લજ્જ લૂંટ અને હિંદીઓના હક્કના વિનાશની નીતિ બંધ કરવાનો હુકમ કરશે તેવો વિશ્વાસ રાખે છે.

૮. ચીન પરના જાપાનીઝ હુમલાને વખોડી કાઢે છે ને જાપાનીઝ માલનો બહિષ્કાર કરવાનું જણાવે છે.

૯. પેલેસ્ટાઇનના ભાગલા પાડવાની બ્રિટિશ સરકારની નીતિનો વિરોધ કરે છે ને આરબોની લડત પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે.

૧૦. અજમેર-મેરવાડાનાં કેટલાંક ગામો દેશી રાજ્યોને સોંપવાનાં હિંદી સરકારનાં પગલાંનો વિરોધ કરે છે ને તેને પ્રજાના આત્મનિર્ણયના હક્ક પરની તરાપ ગણે છે.

૧૧. નવા બંધારણ પ્રમાણે બાકાત રાખવામાં આવેલા વિભાગોની સરકારી નીતિ પ્રત્યે સખ્ત વિરોધ કરે છે અને તે મુલકોને બાકીના હિંદની સમાન રાખવાનું જણાવે છે.

૧૨. બંગાળામાં મિદનાપોર જિલ્લામાં ૧૧૦ મહાસભા-સમિતિઓ પર હજુ ચાલુ રાખવામાં આવેલા પ્રતિબંધને વખોડી કાઢે છે અને મહાસભા-સમિતિઓને અત્યાચારવાદીઓના સ્થાન તરીકે વર્ણવે છે તે કથનને તદ્દન નાપાયાદાર જાહેર કરે છે.

૧૩. મહાસભા કિસાનોના પોતાની વર્ગીય સંસ્થાઓ સ્થાપવાના હક્કનો તથા મહાસભાના ઉદ્દેશ અને કાર્યક્રમ સાથે અથડામણમાં ન આવે તેવી સભાઓમાં કામ કરવાના મહાસભાવાદીઓના હક્કનો સ્વીકાર કરે છે.

૧૪. મહાસભા જાહેર કરે છે કે સંપૂર્ણ આઝાદીનું મહાસભાનું ધ્યેય દેશી રાજ્યો સહિત સમગ્ર હિંદને માટે છે. મહાસભાને

એવી જાતનું જ સમૂહતંત્ર સ્વીકાર્ય છે કે જેમાં દેશી રાજ્યો સ્વતંત્ર એકમો તરીકે ભાગ લે ને તેની સ્વતંત્રતા હોય. આ ધ્યેય માટે કામ કરવું તે મહાસભાને મન તેની ફરજ ને હક્ક છે, પરંતુ હાલની સ્થિતિને લઈને તેમ શક્ય નથી.

વળી દેશી રાજ્યોમાંની મહાસભા-સમિતિઓ અસરકારક રીતે કામ ન કરતી હોય છતાં તેને ચાલુ રાખવી ને રાષ્ટ્રધ્વજ પ્રત્યેનાં અપમાન સહી લેવાં તે મહાસભાની પ્રતિષ્ઠા માટે યોગ્ય નથી. માટે હવેથી દેશી રાજ્યોમાં મહાસભાના નામે કે આશ્રય નીચે પાર્લામેન્ટરી પ્રવૃત્તિ કે સીધી લડત ન ચલાવવા જણાવે છે.

૧૫. મહાસભા નવા બંધારણ પ્રમાણેના સમૂહતંત્ર સામેનો પોતાનો મૂળ વિરોધ જાહેર કરે છે. મહાસભા સમૂહતંત્રની કલ્પનાની વિરોધી નથી, પરંતુ સમૂહતંત્ર એવું હોવું જોઈએ કે જેમાં સમાન નાગરિક-હક્કો ને સ્વતંત્રતા ભોગવતા એકમો હોવા જોઈએ, તેથી સમૂહતંત્રમાં ભાગ લેનારાં દેશી રાજ્યોમાં પ્રજાપ્રતિનિધિત્વ ધરાવનાર સંસ્થાઓ જોઈએ.

તેથી મહાસભા સમૂહતંત્ર અટકાવવા મહાસભા-સમિતિઓ, પ્રજાજનો તથા પ્રતિનિધિનાં મંડળોને વિનંતિ કરે છે ને યોગ્ય પગલાં લેવા સમિતિને સત્તા આપે છે.

૧૬. સંયુક્તપ્રાંતો તથા બિહારમાં રાજદ્વારી કેદીઓના છૂટકારા સંબંધમાં ત્યાંના મહાસભાવાદી-પ્રધાનમંડળોએ આપેલાં રાજીનામાંને બહાલી આપે છે ને ગવર્નર્સ-જનરલે કરેલા દખલને વખોડી કાઢે છે, અને તે પર ફરી વિચાર કરવા ગવર્નર્સ-જનરલને જણાવે છે.

આમ છતાંયે મહાસભા બીજા પ્રાંતોનાં પ્રધાનમંડળોને હાલ તુરત રાજીનામાં આપવાનું જણાવતાં અચકાય છે. પરંતુ આ સંબંધી પગલાં લેવાની મહાસભાની કારોબારીને સત્તા આપે છે ને જરૂર જણાય તો મહાસમિતિની સલાહ લેવાનું જણાવે છે.

૧૭. હિંદની આઝાદી પ્રાપ્ત કરવા હિંદભરના તમામ વર્ગો તથા કોમોની એકતાને આવકારે છે ને ગયા વર્ષ દરમિયાન મહાસભામાં જોડાયેલા મુસ્લિમોને ખાસ આવકારે છે. મહાસભા ખાત્રી આપે છે કે સ્વતંત્ર હિંદમાં તમામ લઘુમતી કોમોને પોતાના વિકાસ માટે સંપૂર્ણ ક્ષેત્ર રહેશે અને આર્થિક, રાજકીય તથા સાંસ્કૃતિક જીવનમાં સંપૂર્ણ છૂટથી ભાગ લઈ શકશે.

૧૮. વર્તમાન શિક્ષણપદ્ધતિ નિષ્ફળ નીવડી છે ને તેનો ઉદ્દેશ રાષ્ટ્ર તથા સમાજ–વિરોધી છે, તેથી રાષ્ટ્રીય શિક્ષણની નવા પાયા પર રચના થવી જોઈએ.

(૧) રાષ્ટ્રવ્યાપી ધોરણે સાત વર્ષ સુધી મફત ને ફરજિયાત કેળવણી આપવી જોઈએ (૨) માતૃભાષા દ્વારા જ કેળવણી આપવી જોઈએ. તથા (૩) શિક્ષણ કોઈ શારીરિક કે ઉત્પાદક કામની આસપાસ કેન્દ્રસ્થ થવું જોઈએ.

૧૯. મહાસભાનું આગામી અધિવેશન મહાકોશલ–મધ્યપ્રાંતમાં–ભરવાનું આમંત્રણ સ્વીકારવામાં આવે છે.

# રમતગમત-વિભાગ

## હિંદી ટેનિસ ચેમ્પિયન્સ

### પુરુષો-સીંગલ

| | |
|---|---|
| ૧૯૧૦ ઈ. એમ. એરકિન્સન | ૧૯૨૫ ઈ. બી. એન્ડ્રુ |
| ૧૯૧૧ એચ. ડબલ્યુ. ડેવિસ | ૧૯૨૬ ઈ. વી. બૉબ |
| ૧૯૧૨ એચ. ડબલ્યુ. ડેવિસ | ૧૯૨૭ ઈ. વી. બૉબ |
| ૧૯૧૩ ઈ. એમ. એરકિન્સન | ૧૯૨૮ અધૂરુ |
| ૧૯૧૪ ઈ. એમ. એરકિન્સન | ૧૯૩૦ ઈ. વી. બૉબ |
| ૧૯૧૯ નાગુ | ૧૯૩૧ ડી. એન. કપુર |
| ૧૯૨૦ એસ. એમ. જેકબ | ૧૯૩૨ ડી. એન. કપુર |
| ૧૯૨૧ એસ. ડબલ્યુ. બૉબ | ૧૯૩૩ ડી. એન. કપુર |
| ૧૯૨૨ એમ. સ્લીગ | ૧૯૩૪ સોહનલાલ |
| ૧૯૨૩ એસ. કે. મુખરજી | ૧૯૩૬ આર. મેન્ઝેલ |
| ૧૯૨૪ ઈ. બી. એન્ડ્રુ | ૧૯૩૭ ઈ. વી. બૉબ |

### સ્ત્રીઓ-સીંગલ

| | |
|---|---|
| ૧૯૧૦ મિસિસ કેન્ડલ | ૧૯૨૬ મિસિસ મેકેના |
| ૧૯૧૧ મિસ વાર્બર્ટન | ૧૯૨૭ મિસ એન્ડિસન |
| ૧૯૧૨ મિસિસ એડમ્સ | ૧૯૨૮ અધૂરુ |
| ૧૯૧૩ મિસ વાર્બર્ટન | ૧૯૨૯ મિસ એન્ડિસન |
| ૧૯૧૪ મિસસ લેસ્લિજોન્સ | ૧૯૩૦ મિસ એન્ડિસન |
| ૧૯૧૯ મિસિસ ડિકન્સ | ૧૯૩૧ મિસ લીલા રાવ |
| ૧૯૨૦ મિસિસ કેલિ | ૧૯૩૨ મિસ એન્ડિસન |
| ૧૯૨૧ મિસિસ કેમ્પલ | ૧૯૩૩ મિસ એન્ડિસન |
| ૧૯૨૨ મિસિસ કોવેલ | ૧૯૩૪ મિસ એન્ડિસન |
| ૧૯૨૩ મિસિસ ક્રિઝ | ૧૯૩૫ મિસ એન્ડિસન |
| ૧૯૨૪ મિસ મેકેનોન | ૧૯૩૬ મિસ લીલા રાવ |
| ૧૯૨૫ મિસિસ મેકેના | ૧૯૩૭ મિસ લીલા રાવ |

### પુરુષો—ડબલ

૧૯૩૪ એસ. એલ. આર. સોહનિ અને એમ. ભંડારી
૧૯૩૫ કુ કુલ જેવિક અને રોફ્ટ (યુગોસ્લેવિયા)
૧૯૩૬ આર. મેન્ઝેલ અને એલ. હેક્ટ
૧૯૩૭ ડી. એન. કપુર અને વાય. સિંઘ

### સ્ત્રીઓ—ડબલ

૧૯૩૪ મિસ જેનિ સેન્ડિસન અને મિસ હાર્વે જહોન્સ્ટન
૧૯૩૫ ,, ,, ,, ,,
૧૯૩૬ મિસ ગિમ્સન અને મિસ હાર્વે જહોન્સ્ટન
૧૯૩૭ મિસ લીલા રાવ અને મિસ ડુબૂસ

### મિક્સ્ડ-ડબલ

૧૯૩૪ એલ. બ્રુક એડવર્ડઝ અને મિસ જેનિ સેન્ડિસન
૧૯૩૫ એન. કૃષ્ણસ્વામી અને મિસ જેનિ સેન્ડિસન
૧૯૩૬ હોજ્સ અને મિસ ગિમ્સન
૧૯૩૭ એચ. એલ. માર્શલ અને મિસિસ લેઈકમેન

## હિંદના પહેલા દશ ૧૯૩૬

(અખિલ હિંદ લૉન-ટેનિસ એસોસીએશન પરથી)

૧ એસ. એલ. આર. સોહનિ
૨ સોહનલાલ
૩ ઘોસ મહમદ
૪ બી. બ્લેઈક
૫ ઈ. વી. બૉબ.
૬ જે. કૌલ
૭ એન. કૃષ્ણસ્વામી અને એચ. એલ. સોની
૮ વાય. સિંઘ.
૯ એસ. એ. આઝિમ. ડી. એ. હોજ્સ અને ડબલ્યુ. મિચેલ મોર

## ઉત્તરહિંદ ચેમ્પિયનશીપ ૧૯૩૬

પુરુષો-ડબલ : એસ. એલ. આર. સોહનિ અને એચ. એલ. સોની
સ્ત્રીઓ-ડબલ : લેડી એડિસન અને મિસિસ ક્રુચ

મિશ્ર ડબલ્સ એમ એલ આર મોહન અને લેડી એડિસન
પુરુષો–સીંગલ્સ એસ એલ આર. મોહન
સ્ત્રીઓ–સીંગલ્સ મિસ દુખારા

## સ્ત્રીઓનું 'રેન્કિંગ લિસ્ટ' ૧૯૩૫–૩૬

( અખિલ હિંદ લૉન ટેનિસે પ્રગટ કરેલું )

૧ મિસિસ બોને ડ (મિસ ગુડિસન) ૪ મિસ એચ હાર્વે જોન્સ્ટન
૨ મિસિસ આર મેક્નિમ ૫ મિસ. વુડ
૩ મિસ લીલા રાવ ૬ મિસ આર ગિબ્સન
૭ મિસ લૉરા વુડબ્રિજ

## ઈંગ્લંડમાં અખિલ હિંદ ટેસ્ટ–મેચો

૧૯૩૨ ઇંગ્લંડ ૨૫૯ (ડી. આર જાર્ડિન ૭૯, આમિર ૬૫, નિસાર ૯૩ રને ૫ વિકેટ) અને ૮ વિકેટે ૨૭૫ રની દાવ છોડી દીધો (જાર્ડિન ૮૫ નોટ આઉટ, પેન્ટર ૫૪, જહાંગીરખાન ૪ વિકેટ ૬૦ રન) હિંદના ૧૮૮ (સી કે નાયડુ ૪૦, બોવિસ ૪ વિકેટે ૪૯ રન વોસ ૩ વિકેટ ૨૩) અને ૧૮૭ (અમરસિંગ ૫૧ એમ્સ ૩ વિકેટ ૮૩) ઇંગ્લંડની ૧૫૮ રને જીત

૧૯૩૬ (લૉર્ડઝમાં) ઇંગ્લંડ ૧૩૪ (લીલેન્ડ ૬૦, અમરસિંગ ૬ વિકેટ ૩૫) અને ૧ વિકેટે ૧૦૮ (ટર્નબ્લેટ ૬૭ નોટ આઉટ નિસાર ૧ વિકેટ ૨૬ રનમાં) હિંદ ૧૪૭ (મર્ચન્ટ ૩૫ જી ઓ એલન ૫ વિકેટ ૩૫ રનમાં) અને ૯૩ (હિંડનેકર ૧૭ એલન ૫ વિકેટ ૪૩ રનમાં વેરીટી ૪ વિકેટ ૧૭ રનમાં) ઇંગ્લંડની ૯ વિકેટથી જીત

માંચેસ્ટરમાં–ઇંગ્લંડે ૮ વિકેટે ૫૭૧ રન કરી દાવ છોડી દીધો (હેમન્ડ ૧૬૭ હાર્ડસ્ટાફ ૯૪ વર્ધિંગ્ટન ૮૭ વેરીટી ૬૬ નોટ આઉટ સી કે નાયડુ અમરસિંગ અને નિસાર–દરેકે બે,

વિકેટ લીધી. રન અનુક્રમે ૮૪, ૧૨૧, ૧૨૫ આપ્યા) અને હિંદ ૨૦૩ (વઝીરઅલી ૪૨, રામસ્વામી ૪૦, મર્ચન્ટ ૩૩; વેરીટીએ ૪ વિકેટમાં ૪૧ રન આપ્યા) અને ૫ વિકેટે ૩૯૦ (મર્ચન્ટ ૧૧૪, મુસ્તાકઅલી ૧૧૨, રામસ્વામી ૬૦, અમરસિંગ ૪૮ નોટ આઉટ. રોબિન્સે ૩ વિકેટમાં ૧૦૩ રન આપ્યા) પરિણામ ડ્રો.

**ઓવલમાં**-ઇગ્લંડ આઠ વિકેટે ૪૭૧ રન કરી દાવ પડતો મૂક્યો. (હેમન્ડ ૨૧૭, વર્થિંગ્ટન ૧૨૮) અને ૧ વિકેટે ૬૪. હિંદ ૨૨૨ (મુસ્તાકઅલી ૫૨, દિલાવરહુસેન ૫૨, વેરીટી ત્રણ વિકેટે ૩૬ રન આપ્યા, સિમ્સે ૫ વિકેટ લઈ ૭૩ આપ્યા) અને ૩૧૨ (એલને ૭ વિકેટે ૮૦ રન આપ્યા) ઇગ્લંડની ૯ વિકેટે જીત.

## હિંદમાં

**મુંબઈમાં ૧૯૩૩-૩૪માં :** ઇગ્લંડ ૪૩૮ (બી. એચ. વેલન્ટાઇન ૧૩૬, સી. એફ. વોલ્ટર્સ ૭૮, ડી. આર. જાર્ડિન ૬૦, નિસારે ૫ વિકેટે ૯૦ રન આપ્યા) અને ૧ વિકેટે ૪૦ રન. હિંદના ૨૧૯ (અમરનાથ ૩૮. લેંગરિજ, વેરીટી તથા નિકોલસ દરેકે ૩ વિકેટ લઈ અનુક્રમે ૪૨, ૪૪ અને ૫૩ રન આપ્યા) અને ૨૫૮ (અમરનાથ ૧૧૮, સી. કે. નાયડુ ૬૭, નિકોલસે ૫ વિકેટે ૫૫ રન આપ્યા) ઇગ્લંડ ૯ વિકેટે જીત્યું.

**કલકત્તામાં :** ઇગ્લંડ ૪૦૩ (લેંગરિજ ૭૦, ડી. આર. જાર્ડિન ૬૧, વેરીટી ૫૫ નોટઆઉટ; અમરસિંગે ૪ વિકેટે ૧૦૬ રન આપ્યા) અને ૨ વિકેટે ૭ રન, હિંદના ૨૪૭ (દિલાવરહુસેન ૫૯, મર્ચન્ટ ૫૪, વેરીટીએ ૪ વિકેટ લઈ ૬૪ રન આપ્યા) અને ૨૩૭ (દિલાવરહુસેન ૫૭, જે. નાઉમલ ૪૩, વેરીટીએ ૪ વિકેટ લઈ ૭૬ રન આપ્યા) પરિણામ ડ્રો.

**મદ્રાસમાં :** ઇગ્લંડ ૩૮૫ (બ્લેકવેલ ૮૫, ડી. આર. જાર્ડિન ૬૫, સી. એફ. વોલ્ટર્સ ૫૯. અમરસિંગે ૭ વિકેટ લઈ ૮૬ રન આપ્યા) અને ૭ વિકેટે ૨૬૧ રન કરી દાવ પડતો મૂક્યો. (સી. એફ. વોલ્ટર્સ ૧૦૨, નાઝીરઅલીએ ૪ વિકેટ લઈ ૮૩ રન

આપ્યા) હિંદના ૧૪૫, (મર્ચન્ટ ૨૬, વેરીટીએ ૭ વિકેટ લઈ ૪૯ રન આપ્યા) અને ૨૪૯ (પતિયાળાન, યુવરાજ ૬૦, લેંગરિજે ૫ વિકેટ લઈ ૬૩ રન આપ્યા) ઇંગ્લંડ ૨૦૨ રને જીત્યું.

## બેટિંગ

| નામ | ઇનિંગ્ઝ | કેટલી વખત નોટઆઉટ રહ્યા | એક ઇનિંગ્ઝમાં વધુમાં વધુ | રન | સરેરાશ |
|---|---|---|---|---|---|
| વી. એમ. મર્ચન્ટ | ૪૨ | ૬ | ૧૫૧ | ૧,૭૭૪ | ૪૯.૨૭ |
| દિલાવરહુસેન | ૧૬ | ૩ | ૧૨૨ | ૬૧૮ | ૪૭.૫૩ |
| એસ. વઝીરઅલી | ૩૧ | ૬ | ૧૫૫ | ૮૫૬ | ૩૪.૨૪ |
| અમરસિંગ | ૧૧ | ૧ | ૭૭ | ૩૩૩ | ૩૩.૩૦ |
| સી. રામસ્વામી | ૩૧ | ૫ | ૧૨૭ | ૭૮૩ | ૩૦.૧૧ |
| એલ. અમરનાથ | ૨૨ | ૧ | ૧૩૦ | ૬૨૭ | ૨૯.૭૫ |
| મુસ્તાકઅલી | ૪૫ | ૧ | ૧૪૧ | ૧,૧૬૧ | ૨૬.૩૮ |
| સી. કે નાઈડુ | ૪૨ | ૦ | ૮૩ | ૧,૧૦૨ | ૨૬.૨૩ |
| એલ. પી. જાઈ | ૨૩ | ૨ | ૮૫ | ૫૪૨ | ૨૫.૮૦ |
| બાકા જીલાનીખાન | ૨૧ | ૩ | ૧૧૩ | ૩૩૮ | ૧૮.૭૭ |
| અમીરઈલાહી | ૨૧ | ૩ | ૪૮ | ૩૩૦ | ૧૮.૩૩ |
| એસ. બેનરજી | ૩૦ | ૮ | ૪૭ | ૩૯૨ | ૧૭.૩૬ |
| પી. ઈ. પાલિયા | ૨૨ | ૨ | ૬૩ | ૩૩૨ | ૧૬.૬૦ |
| વિઝિયાનગરના મહારાજકુમાર | ૪૩ | ૫ | ૬૦ | ૬૦૫ | ૧૫.૯૨ |
| એમ. જહાંગીરખાન | ૨૩ | ૨ | ૮૦ | ૩૦૯ | ૧૪.૭૧ |
| એમ. જે. ગોપાલન્ | ૧૧ | ૩ | ૨૫ | ૧૧૩ | ૧૪.૧૨ |
| સી. એસ. નાઈડુ | ૧૯ | ૩ | ૫૮ | ૨૨૧ | ૧૩.૮૧ |
| ડી. આર. હિંડલેકર | ૨૫ | ૦ | ૮૦ | ૩૪૫ | ૧૩.૮૦ |
| એમ. એન. હુસેન | ૧૮ | ૨ | ૫૫ | ૧૭૧ | ૧૦.૬૮ |
| એમ. એમ. નિસાર | ૩૧ | ૬ | ૪૨ | ૧૯૫ | ૭.૮૦ |
| કે. આર. મેહેરોમજી | ૯ | ૨ | ૧૭ | ૪૫ | ૬.૪૨ |

એસ. એમ. હેદિએ પણ દાવ લીધો હતો ૩–૦–૫–૫

## બોલિંગ

| નામ | વિકેટ | રન | સરેરાશ |
|---|---|---|---|
| એલ. અમરનાથ | ૩૩ | ૭૬૧ | ૨૩.૦૬ |
| અમરસિંગ | ૨૬ | ૬૧૧ | ૨૩.૫૦ |
| એસ. એમ. નિસાર | ૬૬ | ૧,૬૫૯ | ૨૫.૧૩ |
| એસ. બેનરજી | ૫૧ | ૧,૩૧૭ | ૨૫.૨૨ |
| એમ. જહાંગીરખાન | ૪૦ | ૧,૦૪૫ | ૨૬.૧૨ |
| સી. એસ. નાઇડુ | ૩૬ | ૧,૧૦૧ | ૩૦.૫૮ |
| સી. કે. નાઇડુ | ૫૧ | ૧,૬૨૧ | ૩૧.૭૮ |
| વી. એમ. મરચન્ટ | ૧૮ | ૬૧૮ | ૩૪.૩૩ |
| અમીરઇલાહી | ૨૧ | ૭૯૩ | ૩૭.૭૬ |
| પી. ઈ. પાલિયા | ૭ | ૨૬૫ | ૩૭.૮૫ |
| બાકા જીલાનીખાન | ૧૧ | ૪૫૭ | ૪૧.૫૪ |
| મુસ્તાકઅલી | ૮ | ૫૪૧ | ૬૭.૬૨ |
| એમ. જે. ગોપાલન | ૬ | ૪૧૧ | ૬૮.૫૦ |

નીચેનાઓએ પણ બોલિંગ કરી હતી. વિઝિયાનગરના મહારાજકુમારે ત્રણ વિકેટે ૧૧૬, એલ. પી. જાયએ એક વિકેટે ૪૧, સી. રામસ્વામીએ એક પણ વિકેટ વિના ૩૧ તથા વઝીરઅલીએ એક પણ વિકેટ વિના ૯ રન આપ્યા હતા.

## પરિણામ પર દૃષ્ટિપાત

હિંદીઓના ૨૨૯ અને ૧૩૦, વુર્સેસ્ટર શાયરના ૨૪૮ તથા ૭ વિકેટે ૧૩૪. ત્રણ વિકેટની હાર.

હિંદીઓના ૩૫૨ તથા ૫ વિકેટે ૧૦૩. ઑક્સફર્ડ યુનિવર્સિટીના ૨૦૨ તથા ૨૦૭. ડ્રૉ.

હિંદીઓના ૨૨૮ અને ૩૫૬. સમર્સેટના ૪૯૬ તથા ૧ વિકેટે ૮૯. ૯ વિકેટની હાર.

હિંદીઓએ ૯ વિકેટે ૪૦૫ રને દાવ પડતો મૂકયો. નોર્ધન્ટસના ૨૪૨ તથા એક વિકેટે ૨૭૫. ડ્રૉ.

હિંદીઓના ૧૮૫ અને ૨૩૦. એમ. સી. સી. ના ૩૮૨ અને એક પણ વિકેટ વિના ૩૬. ૧૦ વિકેટની હાર.

હિંદીઓએ ૪૨૬ તથા ૬ વિકેટે ૧૭૧ રન કરી દાવ પડતો મૂકયો. લિસેસ્ટર શાયરના ૩૨૭ તથા એક પણ વિકેટ વિના ૪૭. ડ્રૉ.

હિંદીઓના ૧૧૦ અને ૧૫૮. મિડલસેક્સના ૧૭૩ અને ૬ વિકેટે ૯૬. ૪ વિકેટની હાર.

હિંદીઓના ૧૮૪ અને ૨૨૭. ઇસેક્સના ૩૫૧ અને ત્રણ વિકેટે ૬૧. ૭ વિકેટની હાર.

હિંદીઓના ૧૬૧ અને એક પણ વિકેટ વિના ૩. કેમ્બ્રિજ યુનિવર્સિટીના ૨૧૭. ડ્રૉ.

હિંદીઓના ૮૬ અને ૧૧૫. યૉર્કશાયરના ૩૫૨. એક ઇનિંગ્ઝ અને ૧૫૨ રનની હાર.

હિંદીઓના ૧૭૪ અને ૩ વિકેટ ૨૦૩ કરી દાવ પડતો મૂકયો. ડર્હામના ૧૭૬ અને પાંચ વિકેટે ૨૦૩. પાંચ વિકેટની હાર.

હિંદીઓના ૧૨૪ નૉટસના ૨ વિકેટે ૧૫૪. ડ્રૉ

હિંદીઓએ ૪૦૨. માઇનર કાઉન્ટીઝના ૨૮૬ અને ૪૨. એક ઇનિંગ્ઝ અને ૭૪ રનની જીત.

હિંદીઓના ૨૨૬ અને ૫ વિકેટે ૪૨૧ કરી દાવ પડતો મૂકયો. સરેના ૪૫૨ અને ૩ વિકેટે ૫૨. ડ્રૉ.

પહેલી ટેસ્ટ–

હિંદના ૧૪૭ અને ૯૩. ઇંગ્લંડના ૧૩૪ અને એક વિકેટે ૧૦૮. ૯ વિકેટની હાર.

હિંદીઓના ૪૦૫, લેંકેશાયરે ૮ વિકેટે ૪૩૫ કરી દાવ પડતો મૂકયો. બીજી ઇનિંગ્ઝમાં ૧ વિકેટે ૨૫. ડ્રૉ.

હિંદીઓના ૧૫૦ અને એક પણ વિકેટ વિના ૧૩૧. આયર્લૅન્ડના ૧૭૧ અને ૧૧૯. ૧૦ વિકેટની જીત.

હિંદીઓના ૨૭૧ અને ૧૬૧. લેંકેશાયરના (વળતા મેચમાં) ૨૩૪ અને ૧૧૪. ૮૪ રને જીત.

હિંદીઓએ ૨૨૮ અને ૭ વિકેટે ૨૩૨ કરી દાવ પડતો મૂક્યો, ડર્બીશાયર ના ૧૬૦ અને ૨ વિકેટે ૧૬૯. ડ્રૉ.

બીજી ટેસ્ટ–

હિંદના ૨૦૩ તથા ૫ વિકેટે ૩૯૦. ઇંગ્લંડ ૮ વિકેટે ૫૭૧ કરી દાવ પડતો મૂક્યો. ડ્રૉ.

હિંદીઓના ૧૧૨ અને ૧૧૪, ગ્લેમોર્ગનના ૨૩૮. એક ઇનિંગ્ઝ તથા ૧૨ રનની હાર.

હિંદીઓના ૨૪૯ અને ૩ વિકેટે ૫૪. વૉરિકશાયરના ૧૮૧ અને ૩ વિકેટે ૨૬૯. ડ્રૉ.

હિંદીઓના ૧૫૪ અને ૨૬૦. ગ્લુસેસ્ટર શાયરના ૧૮૧ અને ૩ વિકેટે ૨૬૯. ડ્રૉ.

ત્રીજી ટેસ્ટ–

હિંદ ૨૨૨+૩૧૨. ઇંગ્લંડ ૮ વિકેટે ૪૭૧ કરી દાવ પડતો મૂક્યો. બીજી ઇનિંગ્ઝમાં ૧ વિકેટે ૬૪. ૯ વિકેટની હાર.

હિંદીઓના ૧૭૩+૧૪૮. કેન્ટના ૫૨૩. એક ઇનિંગ્ઝ અને ૨૨૦ રનની હાર.

હિંદીઓના ૩૦૯+૨૩૯, સસેક્સના ૪૭૯ અને ૨ વિકેટે ૭૧. આઠ વિકેટની હાર.

અખિલ હિંદના ૩૭૨ તથા ૧ વિકેટે ૧૫૨. ઇંગ્લંડ ૩૭૭ તથા ૩ વિકેટે ૨૧૨ કરી દાવ પડતો મૂક્યો. ડ્રૉ.

હિંદીઓએ ૯ વિકેટે ૨૪૨ કરી દાવ પડતો મૂક્યો. સર જ્હોન કેનની ટીમના ૬ વિકેટે ૧૩૩. ડ્રૉ.

હિંદીઓના ૩૩૩ અને ૫ વિકેટે ૧૪૬. મિ. લેવેસન ગોવર્સની ટીમના ૨૨૫+૩૨૯. ડ્રૉ.

## હિંદીઓની સદી (Century)

**મુસ્તાકઅલી (૪)**

| | |
|---|---|
| માઇનોર કાઉન્ટીઝ સામે | ૧૩૫ |
| સરે સામે | ૧૪૧ |
| બીજી ટેસ્ટમાં | ૧૧૨ |
| મી. લેવેસન ગોવર્સની ટીમ સામે | ૧૪૦ |

**એલ. અમરનાથ (૩)**

| | |
|---|---|
| નોર્થૅન્ટસની સામે | ૧૧૪ (નોટ આઉટ) |
| ઇસેક્સ સામે | ૧૩૦ અને ૧૦૭ |

**વી. એમ. મર્ચન્ટ (૩)**

| | |
|---|---|
| સમર્સેટ સામે | ૧૫૧ |
| લૅન્કેશાયર સામે (વગીતા મેચમા) | ૧૩૫ (નોટઆઉટ) |
| બીજી ટેસ્ટમા | ૧૧૪ |

**એસ. વઝીરઅલી (૨)**

| | |
|---|---|
| ડર્હામ સામે | ૧૩૯ (નોટ આઉટ) |
| ઇંગ્લંડની ટીમ સામે | ૧૫૫ (નોટ આઉટ) |

**દિલાવરહુસેન (૨)**

| | |
|---|---|
| વૉરિકશાયર સામે | ૧૦૧ (નોટ આઉટ) |
| મ્સેકસ સામે | ૧૨૨ |

| | |
|---|---|
| **બાકા ઝીલાનીખાન** : લીનેસ્ટર સામે | ૧૧૩ |
| **સી. રામસ્વામી.** : લૅંકેશાયર સામે | ૧૨૭ (નોટ આઉટ) |

## સામાપક્ષની સદી (Century)

**હેમંડ (૨)**

| | |
|---|---|
| બીજી ટેસ્ટમાં | ૧૬૭ |
| ત્રીજી ટેસ્ટમાં | ૨૧૭ |

## એમિસ (૨)

| | |
|---|---|
| કેન્ટ | ૧૪૫ |
| ઇંગ્લંડની ટીમ | ૧૦૭ |
| ગિમ્બ્લેટ (સમર્સેટ) | ૧૦૩ |
| એકવેલ (નોર્ધન્ટસ) | ૧૦૦ (નૉટ આઉટ) |
| સી. એચ. હુમન (એમ. સી. સી.) | ૧૧૫ |
| કટમોર (ઇસેક્સ) | ૧૩૭ |
| જે. સ્મિથ (ઇસેક્સ) | ૧૦૫ |
| સેન્ડહામ (સરે) | ૧૦૫ |
| વૉશબ્રુક (લેંકેશાયર) | ૧૧૩ |
| ઓલ્ડફીલ્ડ (લેંકેશાયર) | ૧૦૭ |
| વર્થિંગ્ટન (ત્રીજી ટેસ્ટ) | ૧૨૮ |
| એશડાઉન (કેન્ટ) | ૧૧૭ |
| ફેગ (કેન્ટ) | ૧૭૨ |
| જહોન લેંગરિજ (સસેક્સ) | ૧૬૮ |
| એ. મેલવિલ (સસેક્સ) | ૧૫૨ |
| બી. એચ. વેલન્ટાઈન (ઇગ્લંડની ટીમ) | ૧૧૫ |

## ઑસ્ટ્રેલિયન ક્રિકેટ-ટુર

ઑસ્ટ્રેલિયનોના ૩૩૪. ઑલ-સિલોનના ૯૬+૧૧૧. એક ઇનિંગ્ઝ ૧૨૭ રન થી જીત.

ઑસ્ટ્રેલિયનોના ૧૯૭ તથા ૪ વિકેટે ૫૪. વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટસના ૧૫૪ તથા ૯૬. ૬ વિકેટે જીત.

ઑસ્ટ્રેલિયનોએ ૯ વિકેટે ૩૧૫ રન કરી દાવ પડતો મૂકયો. જામનગરના ૧૫૮ તથા ૬ વિકેટે ૧૨૮. ડ્રૉ.

ઑસ્ટ્રેલિયનોએ ૪ વિકેટે ૩૦૦ રન કરી દાવ પડતો મૂકયો. ગુજરાતના ૧૨૧+૯૩. એક ઇનિંગ્ઝ તથા ૮૬ રને જીત.

ઑસ્ટ્રેલિયનોના ૧૪૯ તથા ૩ વિકેટે ૧૦૧. રજપુતાના તથા મધ્યહિંદના ૧૩૧+૧૧૮. ૭ વિકેટે જીત.

ઓસ્ટ્રેલિયાના ૨૯૪. સિંધના ૭૯+૧૨૫ એક ઇનિંગ્ઝ અને ૯૦ રનની જીત.

ઑસ્ટ્રેલિયનોએ ૪ વિકેટે ૩૪૯ રન કરી દાવ પડતો મૂક્યો. મહારાષ્ટ્રના ૨૦૫ અને ૧ વિકેટે ૪૨. ડ્રૉ.

ઑસ્ટ્રેલિયનોએ ૮ વિકેટે ૪૬૮ કરી દાવ પડતો મૂક્યો. મુંબઈના ૨૪૧ તથા ૭ વિકેટે ૧૭૧. ડ્રૉ.

ઑસ્ટ્રેલિયનોના ૨૬૮ તથા ૧ વિકેટે ૫૯. અખિલ હિંદના ૧૬૩+૧૬૩. ૯ વિકેટની જીત.

ઑસ્ટ્રેલિયનોના ૮૯. સંયુક્તપ્રાંતના ૧૩૭. ડ્રૉ.

ઑસ્ટ્રેલિયનોના ૨૨૨+૨૭૨. મધ્યહિંદના ૩૮૦ અને ૧ વિકેટે ૫૫. ડ્રૉ.

ઑસ્ટ્રેલિયનોના ૩૫૧. મધ્યપ્રાંત અને વરાડના ૧૨૧+૧૨૩. એક ઇનિંગ્ઝ અને ૧૦૭ રનની જીત.

ઑસ્ટ્રેલિયનોએ ૬ વિકેટે ૨૧૧ રન કરી દાવ પડતો મૂક્યો. કૂચબિહારની ટીમના ૨ વિકેટે ૧૦૧. ડ્રૉ.

ઑસ્ટ્રેલિયનોના ૩૦૮ અને ૧ વિકેટે ૧૩. બંગાળ અને આસામના ૧૩૬+૧૮૪. ૯ વિકેટની જીત.

ઑસ્ટ્રેલિયનોના ૯૯ તથા ૨ વિકેટે ૮૦. અખિલ હિંદના ૪૮+૧૨૭. ૮ વિકેટની જીત.

ઑસ્ટ્રેલિયનોના ૩૪૦. દક્ષિણ પંજાબના ૧૬૩+૧૧૫. એક ઈનિંગ્ઝ અને ૬૨ રનની હાર.

ઑસ્ટ્રેલિયનોના ૧૬૬+૨૧૬ અખિલ હિંદના ૧૪૯+૩૦૧. ૬૮ રનની હાર

ઑસ્ટ્રેલિયનોના ૪૮૪. પતિયાળાના ૩૫૨ તથા ૩ વિકેટે ૭૭. ડ્રૉ.

ઑસ્ટ્રેલિયનોના ૨૬૮ દિલ્હી ક્રિકેટ-ક્લબના ૧૬૭ તથા ૬ વિકેટે ૮૧. ડ્રૉ.

ઑસ્ટ્રેલિયનોના ૧૪૪+૧૫૪ નવાબ મોઈનુદ્દૌલાહની ટીમે ૫ વિકેટે ૪૧૩ રન કરી દાવ મૂક્યો. એક વિકેટને ૧૧૫ રનની હાર

ઑસ્ટ્રેલિયનોના ૪૭ તથા ૯ વિકેટે ૨૬૨. મદ્રાસના ૧૪૨+૧૬૫. એક વિકેટની જીત.

ઑસ્ટ્રેલિયનોના ૧૬૨+૧૦૭ અખિલ હિંદના ૧૮૯+૧૧૩. ૩૩ રનની હાર.

ઑસ્ટ્રેલિયનોના ૩૯૨. મહિસુર ટીમના ૨૧૬ તથા ૩ વિકેટે ૧૨૭. ડ્રૉ.

## ઑસ્ટ્રેલિયનોની સદી (Century)

| | |
|---|---|
| વેન્ડલ બિલ ઑલ-સિલોન સામે | ૧૦૧ |
| સી. જે. મેકકાર્ટને જામનગર સામે | ૧૦૬ |
| જે. એસ. રાઇડર ગુજરાત સામે | ૧૩૯ (નૉટઆઉટ) |
| જે. એસ. રાઇડર મહારાષ્ટ્ર સામે | ૧૦૧ (નૉટ આઉટ) |
| વેન્ડલ બિલ મુંબઇ સામે | ૧૦૭ |
| એફ. બ્રાયન્ટ મુંબઇ સામે | ૧૫૫ |
| જે. એસ. રાઇડર અખિલ હિંદ સામે | ૧૦૪ |
| આર. ટી. મૉરિસ્બિ મધ્યપ્રાંત અને વરાડ સામે | ૧૧૯ |
| જે. એસ. રાઇડર દક્ષિણ પંજાબ સામે | ૧૧૫ |
| વેન્ડલ બિલ પતિયાળા સામે | ૧૧૮ |
| આર. ટી. મૉરિસ્બિ પતિયાળા સામે | ૧૪૪ |

## ઑસ્ટ્રેલિયનોની વિરુદ્ધમાં સદી (Century)

| | |
|---|---|
| એમ. એમ. નાયડુ (મહારાષ્ટ્ર) | ૧૨૪ |
| એલ. પી. જાઈ (મુંબઇ) | ૧૧૫ |
| જે. એન. ભાયા (મધ્યહિંદ) | ૧૦૬ |
| એસ. વઝીરઅલી (પતિયાળા) | ૧૩૨ |
| એલ. અમરનાથ (મોઇનુદ્દૌલાહની ટીમ) | ૧૪૪ |

## અખિલ હિંદ એમેચ્યોર બિલિયર્ડ ચેમ્પિયન્સ

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૧ | એમ. એમ. બેગ | ૧૯૩૪ | મૉ. યાસિન |
| ૧૯૩૨ | પી. ડેબ | ૧૯૩૫ | પી. ડેબ |
| ૧૯૩૩ | એસ. મીડ | ૧૯૩૬ | પી. ડેબ |
| ૧૯૩૭ | એમ. એમ. બેગ | | |

## અખિલ હિંદ પ્રોફેશનલ બિલિયર્ડ ચેમ્પિયન્સ

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૪ | માર્ક ઇલિઆસ | ૧૯૩૬ | ઈ. મન્ક. |
| ૧૯૩૫ | માર્ક ઇલિઆસ | ૧૯૩૭ | શેખ પંચુ |

## અખિલ હિંદ બેડમિન્ટન

| | |
|---|---|
| ૧૯૩૫ | વી. મડગાવકર ( મુંબઈ ) |
| ૧૯૩૬ | જી. લુઈ ( લાહોર ) |

## અખિલ હિંદ લેડીઝ બેડમિન્ટન

| | |
|---|---|
| ૧૯૩૬ | મિસ બોલંડ ( સિંગલ ) |
| ૧૯૩૬ | મિસ બોલંડ અને મિસ ક્રેમેરોન ( ડબલ્સ ) |
| ૧૯૩૭ | મિસ પર્લ ગોસ ( સિંગલ ) |

## અખિલ હિંદ વજન ઉપાડનારા ચેમ્પિયન્સ

| | |
|---|---|
| ૧૯૩૪ | અમરદત્ત ( બંગાળ ) |
| ૧૯૩૫ | ઓ વીક ( બર્મા ) |
| ૧૯૩૬ | ઓ વીક ( બર્મા ) કુલ ૬૯૦ રતલ |
| ૧૯૩૭ | ગ્નાનદત્ત ( બંગાળ ) ૬૫૩ રતલ |

## અખિલ હિંદ ૩૦ માઇલ તરવાની હરીફાઇ

( જગતમાં લાંબામાં લાંબુ તરવાની હરીફાઇ )

| | | | |
|---|---|---|---|
| ૧૯૨૫ | જી. રોય | ૧૯૩૩ | હરીફાઈ બંધ હતી |
| ૧૯૨૬ | જી. રોય | ૧૯૩૪ | એન. પી. ઘોનુક |
| ૧૯૨૭ | જે. સી. ચેટરજી | ૧૯૩૫ | આર. મુકરજી (બનારસ) ૫ ક. ૪૧ મિ. |
| ૧૯૨૮ | જે. સી. ચેટરજી | | |
| ૧૯૨૯ | એન. સી. મલિક | ૧૯૩૬ | એન. સી. મલિક ૪ ક. ૩૯ મિ. |
| ૧૯૩૦ | એન. સી. મલિક | | |
| ૧૯૩૧ | એસ. કે. ઘોષ | ૧૯૩૭ | એસ. કે. કુન્દુ ૪ ક. ૫૫ મિ. ૫ સેકંડ |
| ૧૯૩૨ | એસ. કે. ઘોષ | | |

# ચતુરંગી ક્રિકેટ

૧૯૩૬મા મુબઈ ખાતે રમાયેલી ચતુરગી ક્રિકેટ ટૂર્નામેન્ટમાં હિદુઓ છઠ્ઠીવાર–સૌથી વધારે વાર–વિજેતા થયા છે ૧૯૧૯ મા પ્રથમવાર વિજેતા થયા પછી તેમણે ૧૯૨૩, ૨૫, ૨૬, અને ૨૯મા તે માન મેળવ્યુ હતુ આ કોમી મેચોની શરૂઆત ૧૮૯૨મા થઈ હતી મુબઈના ગવર્નર લોર્ડ હેરિસે આની શરૂઆત કરી હતી. ૧૯૦૬ સુધી આ મેચ ફક્ત યુરોપિયનો અને પારસીઓ વચ્ચે રમાતી ત્યારપછી તે દ્વિરગીમાથી ત્રિરંગી બની અને હિદુઓને તેમા સ્થાન મળ્યુ ૧૯૧૨ મા તે ચતુરગી બની ત્યારપછીના પચીસ વર્ષમા તે એકવીસ વાર રમાઈ ચૂકી છે દેશભરના નાજુક આંદોલનો જ્યારે સર્વને સ્પર્શી ચૂકર્યા હતા ત્યારે આ મેચ પણ ૧૯૩૦, ૩૧, ૩૨, ૩૩ એમ ચાર વર્ષ સુધી ખોરબે પડી હતી આ ચતુરગીએ સારામા સારા ખેલાડીઓ જન્માવ્યા છે, જેમાના ઘણા આજે હિદભરમા અને પરદેશમા સુવિખ્યાત છે.

સર ઇબ્રાહિમ રહિમતુલ્લાના પ્રયાસથી ૧૯૧૨ મા મુસ્લિમો દાખલ થયા અને આ રમત ચતુરગી બની ત્યારથી તે આજ સુધીના વિજેતાઓની વર્ગણી આ નીચે આપી છે

## ચતુરંગી ક્રિકેટના વિજેતા

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૨ | પારસીઓ | ૧૯૨૩ | હિદુઓ |
| ૧૯૧૩ | ડ્રો | ૧૯૨૪ | મુસ્લિમો |
| ૧૯૧૪ | વરસાદથી અનોફ્રસ | ૧૯૨૫ | હિદુઓ |
| ૧૯૧૫ | યુરોપિયનો | ૧૯૨૬ | ,, |
| ૧૯૧૬ | ડ્રો | ૧૯૨૭ | યુરોપિયનો |
| ૧૯૧૭ | ડ્રો | ૧૯૨૮ | પારસીઓ |
| ૧૯૧૮ | યુરોપિયનો | ૧૯૨૯ | હિદુઓ |
| ૧૯૧૯ | હિદુઓ | ૧૯૩૦ થી | ૧૯૩૩ બધ રહેલી |
| ૧૯૨૦ | ડ્રો | ૧૯૩૪ | મુસ્લિમો |
| ૧૯૨૧ | યુરોપિયનો | ૧૯૩૫ | ,, |
| ૧૯૨૨ | પારસીઓ | ૧૯૩૬ | હિદુઓ |

## ક્રિકેટ-રેકર્ડ

### પ્રથમ વર્ગ

**વ્યક્તિગત ફાળો** : ૧૯૨૯ના જાન્યુઆરીમાં બ્રેડમેન ૪૫૨ રન કરી 'નોટ આઉટ' રહ્યો.

**વધારેમાં વધારે ઈનિંગ્ઝ** : ૧૯૨૬માં વિક્ટોરિયા અને ન્યુ સાઉથ વેલ્સ વચ્ચે ૧૧૦૭

**પહેલી વિકેટની ભાગીદારી** : ૧૯૩૨માં ઇમેક્સ સામે સટક્લિફ અને હોમ્સ. ૫૫૫ રન.

**ત્રીજી વિકેટની ભાગીદારી** : ૧૯૩૪માં એમ. સી. સી. સામે ૪૭૩ રન પોન્સફર્ડ (૨૮૧ નોટ આઉટ) અને મેકબ (૧૯૨)

**વધારેમાં વધારે 'ટેસ્ટ-સ્કોર'** : ૧૯૩૩માં ઑકલંડમાં ઇગ્લંડ અને ન્યુઝીલંડની વચ્ચે હેમન્ડ (ઇગ્લંડ) ૩૩૬ દડાના ફટકા મારીને નોટ આઉટ રહ્યો.

## ટેસ્ટ-મેચ રેકર્ડ

**વધારેમાં વધારે ઑસ્ટ્રેલિયન ઈનિંગ્ઝ** : ૬ વિકેટે દાવ મૂકી દેતાં ૭૨૯. ૧૯૩૦માં લૉર્ડ્ઝમાં.

**વધારેમાં વધારે ઇંગ્લિશ ઇનિંગ્ઝ** : ૫૭૬, કેનિંગ્ટન ઑવલ ૧૮૯૯

**ઓછામાં ઓછી ઑસ્ટ્રેલિયન ઇનિંગ્ઝ** : ૩૬ એજ્બેસ્ટન ૧૯૦૨

**ઓછામાં ઓછી ઇંગ્લિશ ઈનિંગ્ઝ** : ૫૩ લૉર્ડ્ઝ ૧૮૮૮

**ઑસ્ટ્રેલિયનમાં સૌથી વધારે રન કરનાર** : ડી. જી. બ્રેડમેન ૩૩૪. લીડ્ઝ ૧૯૩૦

**ઈંગ્લંડમાં સૌથી વધારે રન કરનાર** : સી. પી. મીડ ૧૮૨. ઓવલ ૧૯૨૧

ઈંગ્લાંડમાં સારામાં સારી ભાગીદારી : હોબ્સ અને રોડ્સ ૩૨૩. મેલ્બોર્ન ૧૯૧૧-૧૨

વધારેમાં વધારે કુલ રન : ૨૯ વિકેટે ૧૬૦૧ લોર્ડ્ઝ ૧૯૩૦

ઓછામાં ઓછા કુલ રન. ૪૦ વિકેટે ૨૯૧ લોર્ડ્ઝ ૧૮૮૮

## વ્યક્તિગત વધારેમાં વધારે રન

૪૫૨ નોટ આઉટ, ડી. જી. બ્રેડમેન ૧૯૨૯-૩૦
૪૩૭ ડબલ્યુ એચ. પોન્સફર્ડ ૧૯૨૭-૨૮

## વધારેમાં વધારે કુલ રન

૧૧૦૭ વિકટોરિયા વિરુદ્ધ ન્યુ સાઉથવેલ્સ ૧૯૨૬-૨૭
૧૦૫૯ વિક્ટોરિયા વિરુદ્ધ ટાસ્મેનિયા ૧૯૨૨-૨૩

## પહેલી વિકેટની ભાગીદારી.

૫૫૫ સટક્લિફ (૩૧૩) અને હોમ્સ (૨૨૪) ૧૯૩૨

## બીજી વિકેટની ભાગીદારી.

૪૫૧ બ્રેડમેન અને ડબલ્યુ એચ. પોન્સફર્ડ ૧૯૩૪

## રમતમાં જગતનો રેકર્ડ

| રમત | વિજેતા | સમય |
|---|---|---|
| ૧૦૦ મીટર દોડવાની શરત* (૧૦૯વાર ૧ફૂ ૧૦ ઈંચ) | ઈ ટોલન (યુનાઈટેડસ્ટેટ્સ) | ૧૦૩/૧૦ સેકન્ડ |
| ૨૦૦ મીટર દોડવાની શરત* (૨૧૮વાર ૨ફૂટ ૨ઈં) | ,, ,, | ૨૧૨/૧૦ ,, |
| ૪૦૦ મીટર દોડવાની શરત* (૪૩૭વાર ૧ફૂ ૪ઈંચ) | બ્લ્યુ કાર (યુનાઈટેડસ્ટેટ્સ,) | ૪૬૨/૧૦ ,, |
| ૫૦૦ મીટર | એન ઇસ્ટમેન (યુનાઈટેડ સ્ટેટ્સ) | ૧ મિ ૨૪/૫ સે |

| | | |
|---|---|---|
| ૪૦૦ મીટર રૈલે* | | |
| (૪×૧૦૦) | યુનાઇટેડ સ્ટેટ્સ | ૪૦ સેકન્ડ |
| ૧૬૦૦ મીટર રૈલે* | | |
| (૪×૪૦૦) | યુનાઇટેડ સ્ટેટ્સ | ૩મિ ૮ ૧/૧૦ સે. |
| ૮૦૦ મીટર દોડવાની શરત* | | |
| (૮૭૪વા. ૨ફી. ૮ ૩/૪ઈ.) | ટિ. હેમ્પ્સન (ગ્રેટબ્રિટન) | ૧મિ ૪૯ ૪/૫ સે. |
| ૧૫૦૦ મીટર દોડવાની શરત* | | |
| (૧૬૪૦વા. ૧ફૂ. ૪ ૩/૪ઇ) | એલ. બેકલિ (ઇટલિ) | ૩ મિ. ૫૧ ૧/૫ સે. |
| ૫૦૦૦ મીટર દોડવાની શરત | એલ. લેહ્ટિનન (ફિન્લેન્ડ) | મિ. સે. |
| (૩મા. ૧૮૮વા. ૮ ૧/૨ઇ.) | નુર્મિ (ફિન્લેન્ડ) | ૧૪—૩૧ ૧/૫ |
| | બન્નેનો સરખો સમય | |
| ૧૦૦૦૦ મીટર દોડવાની શરત* | | મિ. સે. |
| (૬મા. ૩૭૬વા. ૧ફૂ. ૨ ૧/૪ઇ) | જે. કુસોસિન્સ્કિ (પોલંડ) | ૩૦—૧૧ ૨/૫ |
| મેરેથોન | એચ. ડબલ્યુ. પેઇન | |
| (૨૬મા. ૩૮૫વા.) | (ગ્રેટબ્રિટન) | ૨ક. ૩૦મિ. ૫૭ ૩/૫ સે. |
| ૫૦૦૦૦ મીટર ચાલવાની શરત | ટિ. ડબલ્યુ. ગ્રીન | |
| (૩૧મા. ૧૨૦વાર) | (ગ્રેટબ્રિટન) | ૪ક. ૧૦મિ. ૧૦સે. |
| ૪૦૦ મીટર હર્ડલ્સ | ગ્લેન હાર્ડિન | |
| (૪૩૭વા. ૧ફૂ. ૪ ૩/૪ઇ.) | (યુનાઇટેડ સ્ટેટ) | ૫૦ ૬/૧૦ સે. |
| ૧૧૦ મીટર હર્ડલ્સ | એસ. સેલિંગ (યુ. સ્ટે) | |
| (૧૧૯વા. ૨ ફી. ૯ઇ) | (આગલા રેકર્ડ જેટલો) | ૧૪ ૩/૫ સે. |
| ૧૬૦૦ મીટર રિલે* | યુનાઇટેડ સ્ટેટ્સ | ૩મિ. ૮ ૧/૫ સે. |
| હાઈ જમ્પ | ડબલ્યુ. માર્ટિ (યુ. સ્ટે) | ૬ફી. ૯ ૧/૪ઇ. |
| લોંગ જમ્પ | સી. નામ્બુ (જાપાન) | ૨૬ફી. ૨ ૧/૪ઇ. |
| હોપ સ્ટેપ જમ્પ | સી. નામ્બુ (જાપાન) | ૫૧ફી. ૭ઇ. |
| પોલ વોલ્ટ | ડબલ્યુ. ગાર્બર (યુ. સ્ટે) | ૧૪ ફી. ૪ ૩/૮ ઇ. |
| વેઇટ*(વજન) | એલ. સેક્સ્ટન (યુ. સ્ટે) | ૫૨ ફી. ૬ ૩/૧૬ ઇ. |
| ડિસ્કસ | એચ. એન્ડરસન (સ્વીડન) | ૧૭૧ ફી. ૧૧ ૩/૪ ઇ. |
| જેવેલિન | એમ જાર્વિનન (ફિન્લેન્ડ) | ૨૪૯ ફી. ૮ ઇ. |

| | | |
|---|---|---|
| ગ્રોઇગ ધી હેમર | પી. ગયન (યુ. સ્ટે) | ૧૮૯ ફી.–૬½ ઇ. |
| ડીસ્કસ | એચ. શીવર્ટ (જર્મની) | ૮,૭૯૦,૪૬ પોઇ |
| પુટીંગ ધ શોટ | જે. ટોરેન્સ (યુ. સ્ટે.) | ૫૭ ફી–૧ ઇ. |
| એક માઇલ દોડવાની શરત | કનિંગહામ (યુ. સ્ટે) | ૪ મિ–૬½ સે |
| બે માઇલ ,, ,, | હિર્ક (ફિનલેન્ડ) | ૮ મિ.–૫૭½ સે. |
| ત્રણ ,, ,, ,, | ,, ,, | ૧૪ મિ –૧૧½ સે. |
| ચાર ,, ,, ,, | ,, ,, | ૧૯ મિ –૧૫½ સે. |
| દશ ,, ,, ,, | પિ નુર્મિ (૧૯૨૮) | ૫૦ મિ –૧૫ સે. |
| ૧૦૦ વાર દોડવાની શરત | જે. ઓવેન્સ (યુ સ્ટે) | ૯½ સે. |
| ૨૦૦ વાર ,, ,, | સી. ડબલ્યુ પેડક (યુ સ્ટે) | ૧૯ સે. |
| અર્ધો માઇલ ,, ,, | ટો. એ. પેલ્ટઝર (ઇંગ્લંડ) | ૧ મિ –૫૧½ સે |
| ૨૫ માઇલ ,, ,, | એમ ફેનેતિ (ઇટલિ) | ૨૬. ૨૬મિ ૧૦⅘સે. |

* આ રેકર્ડ ઓલિમ્પિક રમતોમાં થયા છે

## તરવાના રેકર્ડ

### પુરુષો

| વાર અથવા મિટર | નામ | દેશ | મિ. સે. | સ્થળ |
|---|---|---|---|---|
| ૧૦૦ વાર | જે. વીસ્મુલર | યુનાઇટેડ સ્ટેટસ | ૦–૫૧ | એનિઆર્બર |
| ૧૦૦ મિટર | પી. ફિક | ,, ,, | ૦–૫૬ ૪ | |
| ૨૦૦ વાર | જે. વીસ્મુલર | ,, ,, | ૨—૯ | એનિઆર્બર |
| ૩૦૦ મિ | જે. આર ગિલ્હુના | ,, ,, | ૩–૨૫ ૪ | ડિટ્રોઇટ |
| ૨૫૦ વાર | જે મેડિકા | યુનાઇટેડસ્ટેટસ | ૩–૭⅘ | ચિકાગો |
| ૪૪૦ વાર | જે આર. ગિલ્હુના | યુનાઇટેડ સ્ટેટસ | ૪–૪૮ ૬ | ડિટ્રોઇટ |
| ૫૦૦ વાર | જે મેડિકા | ,, ,, | ૫–૨૬ ૬ | ડિટ્રોઇટ |
| ૮૦૦ વાર | સી ફ્રેમ | યુનાઇટેડ સ્ટેટસ | ૧૦–૨૦⅘ | લોંગબીચ |
| ૮૮૦ વાર | જે મેડિકા | યુનાઇટેડ સ્ટેટસ | ૧૦–૧૫ | ચિકાગો |
| ૧૦૦૦ વાર | આર્નબોર્ગ | સ્વિડન | ૧૧–૫૫⅘ | સિડનિ |
| ૧૦૦૦ મિ | ગી. મેકિનો | જાપાન | ૧૦–૫૪⅖ | લોસએન્જિલ્સ |

વાર અથવા

| મિટર | નામ | દેશ | મિ. સે, | સ્થળ |
|---|---|---|---|---|
| ૧૫૦૦ મિ. | આર્નબોર્ગ | સ્વિડન | ૧૯—૭ ૨/૫ | બોલોગ્ના |
| ૧ માઇલ | ,, ,, | ,, | ૨૧—૬ ૪/૫ | ઓસ્ટ્રેલિયા |
| ૮૦૦ મિટર રેલે | | જાપાન | ૮-૫૧·૫ | |

## બ્રેસ્ટ સ્ટ્રોક

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦૦ મિ. | જે. કાર્ટોનેટ | ફ્રાન્સ | ૧-૧૩ ૬/૧૦ | ,પારિસ |
| ૨૦૦ વાર | ડબ્લ્યુ. સ્પેન્સ | યુનાઇટેડ સ્ટેટસ | ૨-૨૫ ૬/૧૦ | ન્યુયોર્ક |
| ૨૦૦ મિ. | ઇ. સિટાસ | જર્મની | ૨-૪૨ ૪/૧૦ | ચિકાગો |
| ૪૦૦ મિ. | ઈ. રેઇડમેકર | જર્મની | ૫-૫૦ ૨/૧૦ | ન્યુહેવન |
| ૫૦૦ મિ. | રિ. રિંગોલ્ટ | ફિન્લેન્ડ | ૭-૩૬ ૬/૧૦ | હેલ્સિન્કિ |

## બેકસ્ટ્રોક

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦૦ મિ. | જી. ગોજક | યુનાઇટેડ સ્ટેટસ | ૧—૮ ૨/૫ | આમ્સ્ટર્ડામ |
| ૧૫૦ વાર | ,, ,, | ,, ,, | ૧-૩૭ ૪/૧૦ | ન્યુહેવન |
| ૨૦૦ મિ. | ,, ,, | ,, ,, | ૨-૩૨ ૧/૫ | ન્યુહેવન |
| ૪૦૦ મિ. | તોશિયો ઇરિયે | જાપાન | ૫-૪૨ | |

## ત્રાઓ (ફ્રી સ્ટાઇલ)

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦૦ વાર | ડબ્લ્યુ. વેનડિકન | ડચ | ૦-૫૯ ૪/૫ | |
| ૧૦૦ મિ. | ,, ,, | ,, | ૧—૬ ૬/૧૦ | બોસ્ટન |
| ૧૫૦ વાર | ,, ,, | ,, | ૧—૩૮ | સિટલ |
| ૨૦૦ મિ. | ,, ,, | ,, | ૩-૩૪ ૬/૧૦ | સેંટ ઓગસ્ટાઇન |
| ૨૦૦ વાર | ,, ,, | ,, | ૨-૩૪ ૬/૧૦ | સિટલ |
| ૩૦૦ વાર | ,, ,, | ,, | ૩-૩૯ | સિટલ |
| ૩૦૦ મિ. | ,, ,, | ,, | ૩-૩૯ ૧/૧૦ | સિટલ |
| ૪૦૦ મિ. | ,, ,, | ,, | ૫-૨૮ ૧/૧૦ | લોસ એન્જિલિસ |
| ૮૮૦ વાર | એચ. માડિસન | યુનાઇટેડ સ્ટેટસ | ૧૧-૪૧ ૨/૧૦ | |
| ૧ મા. | ,, ,, | ,, | ૨૪-૩૪ ૧/૧૦ | |

| વાર અથવા મિટર | નામ | દેશ | મિ. સે. | સ્થળ |
|---|---|---|---|---|
| ૧૦૦૦ વાર | એચ. માડિસન | યુનાઇટેડ સ્ટેટસ | ૧૩–૨૩ ૬/૧૦ | ન્યુયોર્ક |
| ૧૦૦૦ મિ | ,, ,, | ,, | ૧૪–૪૪ ૬/૧૦ | ,, |
| ૧૫૦૦ મિ | ,, ,, | ,, | ૨૩–૧૭ ૨/૧૦ | ,, |
| ૧૭૬૦ વાર (૧ માઇલ) | ,, ,, | ,, | ૨૪–૭૪ ૬/૧૦ | લોગ બીચ |
| ૪×૧૦૦ મિટર રિલે | યુનાઇટેડ સ્ટેટસ | ,, | ૪–૩૮ | લોસ એન્જિલિસ |

## ફ્રી સ્ટાઇલ

૧ માઇલ જેક મેડિન યુનાઇટેડ સ્ટેટસ ૨૦ મિ. ૫૭ સે.

## બ્રેસ્ટ સ્ટ્રોક

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦૦ મિટર | મિસ એચ હોલઝનર | જર્મની | ૧–૨૪ ૫ | સ્ટોકહોમ |
| ૨૦૦ વાર | જી. ગેનેન્જર | જર્મની | ૨–૪૪ ૯ | કોપનહેગન |
| ૪૦૦ મિટર | મિસ જે ડેરસીન | હોલંડ | ૬–૩૮ ૮/૧૦ | આમ્સ્ટર્ડામ |
| ૫૦૦ મીટર | એમ મી વોસ્ટનહોમ | ગ્રેટ બ્રિટન | ૮–૨૩ ૬/૧૦ | માન્ચેસ્ટર |

## બેક સ્ટ્રોક

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦૦ મિટર | મિસ હોમ | સ્ટોકહોમ | ૧–૧૮ ૨/૧૦ | જોન્સમીચ |
| ૨૦૦ મિટર | આર વાસ્તનબુક | હોલંડ | ૨–૪૯ ૬ | વેલેસિ |
| ૪૦૦ મિટર | ,, , | | ૬–૫ | વેનેસિ |

## સ્ત્રીઓના રેકર્ડ

| | | |
|---|---|---|
| હાઇ જમ્પ+ | જીન શિલે (યુ સ્ટે) | ૫ ફી. ૫ ૩/૪ ઇં. |
| લોગ જમ્પ | કે હિટામિ | ૧૯ ફી ૧૧ ૧/૪ ઇ |
| ૧૦૦ મિટર તરવાનું (ફ્રીસ્ટાઇલ) | ડેનુન્ડન (હોલંડ) | ૧ મિ ૭ ૬/૧૦ સે. , |
| ૧૦૦ મિટર દોડવાની | સ્ટેના વૉલ્શ (પોલંડ) | ૧૧ ૯/૧૦ સે. |

શન્ત

| | | |
|---|---|---|
| ડીસ્કસ થ્રો+ | લિલિયન કોપલેન્ડ (યુ. સ્ટે) | ૧૩૩ ફી ૧ ઇ. |
| જેવેલિન થ્રો+ | મિલ્ડ્રિડ ડિડ્રિકસન (યુ. સ્ટે) | ૧૮૪ ફી. ૪ ઇ. |
| ૧૦૦ વાર તરવાનું | હેલનમેડીસન (યુ. સ્ટે) | ૫૯⅘ સે. |
| ૪૦૦ વાર | ,, | ,, ૧૯૩૧ ૫ મિ. ૩૪⅘ |
| એક માઈલ | પી. ડેવર (કેનેડા) | ૨૩ મિ. ૩૨⅘ સે. |
| ૮૦ મિટર હર્ડલ્સ+ | મિસ ડિડ્રિક્સન (યુ. સ્ટે) | ૧૧⁷⁄₁₀ સે. |
| ૪૦૦ મિટર રિલે (૪×૧૦૦) | યુનાઈટેડ સ્ટેટ્સ (અમેરિકા) | ૪૭ સેકંડ |
| ૨૦૦ મિટર દોડવાની શરત | સ્ટેલા વોલ્શ | ૨૬ સેકંડ (૧૯૩૪) |

## ફૂટ બોલ–હિંદી વિરુદ્ધ યુરોપિયનો

| | | |
|---|---|---|
| ૧૯૨૦ | યુરોપિયનોએ હિંદીઓને હરાવ્યા | ૪–૧ |
| ૧૯૨૧ | હિંદીઓએ યુરોપિયનોને હરાવ્યા | ૧–૦ |
| ૧૯૨૨ | યુરોપિયનોએ હિંદીઓને હરાવ્યા | ૧–૦ |
| ૧૯૨૩ | ,, ,, ,, | ૨–૧ |
| ૧૯૨૪ | હિંદીઓએ યુરોપિયનોને હરાવ્યા | ૩–૧ |
| ૧૯૨૫ | ,, ,, ,, ,, | ૨–૦ |
| ૧૯૨૬ | ,, ,, ,, ,, | ૨–૦ |
| ૧૯૨૭* | ,, ,, ,, ,, | ૨–૦ |
| ૧૯૨૭ | ,, ,, ,, ,, | ૧–૦ |
| ૧૯૨૮ | યુરોપિયનોએ હિંદીઓને હરાવ્યા | ૨–૦ |
| ૧૯૨૯ | હિંદીઓએ યુરોપિયનોને હરાવ્યા | ૩–૦ |
| ૧૯૩૦ | મેચ રમાયો નહિ | |
| ૧૯૩૧ | યુરોપિયનોએ હિંદીઓને હરાવ્યા | ૩–૦ |
| ૧૯૩૨ | હિંદીઓએ યુરોપિયનોને હરાવ્યા | ૫–૦ |
| ૧૯૩૩ | હિંદીઓએ યુરોપિયનો હરાવ્યા | ૨–૧ |

+આ બધા રેકર્ડ ૧૯૩૨ની ઓલિમ્પિક રમતો વખતે કરવામાં આવ્યા હતા.
*૧૯૨૭નો બીજો મેચ ભૂકંપ-ફંડ ની મદદ માટે રમવામાં આવ્યો હતો.

| | | |
|---|---|---|
| ૧૯૩૪ | યુરોપિયનોએ હિંદીઓને હરાવ્યા | ૪–૦ |
| ૧૯૩૫ | યુરોપિયનોએ હિંદીઓને હરાવ્યા. | ૨–૦ |
| ૧૯૩૫+ | હિંદીઓએ યુરોપિયનોને હરાવ્યા | ૩–૧ |
| ૧૯૩૬ | હિંદીઓ અને યુરોપિયન વચ્ચે ડ્રૉ | ૩–૩ |
| ૧૯૩૭ | હિંદીઓએ યુરોપિયનોને હરાવ્યા | ૧–૦ |

## ડરબીની શરત

( ૧ માઈલ ૪ ફર્લાંગ ૨૯ વાર )

| | | | |
|---|---|---|---|
| ૧૯૨૭ | કોલબોય | ૧૯૩૨ | એપ્રિલ ધી ફિફ્થ |
| ૧૯૨૮ | ફેલ્સ્ટેડ | ૧૯૩૩ | હિપેરિઅન |
| ૧૯૨૯ | ટ્રિગો | ૧૯૩૪ | વિન્ડસર લેડ |
| ૧૯૩૦ | બ્લેન્હિમ | ૧૯૩૫ | બહરામ |
| ૧૯૩૧ | કેમેરોમિયન | ૧૯૩૬ | મહમુદ |
| | | ૧૯૩૭ | મિડ ડે સન |

## અખિલ હિંદ રેકર્ડ

| | | |
|---|---|---|
| ૭ માઈલ દોડવાની શરત | બાબુરામ (લાહોર) | ૩૩ મિ. ૪૧ ૪/૫ સે. |
| હૉપ–સ્ટેપ–જમ્પ | મહેરચંદ (પંજાબ) | ૪૬ ફી. ૧૦ ૩/૪ ઇં. |
| પોલ વૉલ્ટ | અબ્દુલશરીખાન (પંજાબ) | ૧૨ ફી. ૩ ૫/૮ ઇં |
| હેમર થ્રો | એ. ડ્રમન્ડ (પંજાબ) | ૧૨૮ ફી. ૧ ૩/૪ ઇં. |
| લૉંગ જમ્પ | નિરંજનસિંગ (પંજાબ) (૧૯૩૪) | ૨૨ ફી. ૧૦ ૧/૪ ઇં |
| હાઈ જમ્પ | દિલબાગસિંગ (પંજાબ) | ૬ ફી. ૩/૪ ઇં. |
| નોનસ્ટોપ કલબ સ્વિન્ગિંગ | અલિહુસેન શિકારી | ૬૩ ૧/૨ કલાક |
| નોનસ્ટોપ સ્વિમિંગ | આર. ચેટરજી (અલ્લાહાબાદ) | ૮૮ ક. ૧૨ મિ. |
| ૪૪૦ વાર (ફ્રી સ્ટાઈલ) | એમ. ઑગન | ૬ મિ. ૪૧ ૪/૫ સે. |
| ૨૨૦ વાર તરવાનું | એ. કુન્સ | ૩ મિ. ૩૫ ૪/૫ સે. |
| ૧૦૦ વાર તરવાનું એકરટ્રોક | બક્ષી રણવીર | ૧. મિ ૨૫ ૩/૫ સે. |

+શાહેનશાહ પાંચમા જ્યોર્જ રજતમહોત્સવ-ફંડની મદદમાં.

| | | | |
|---|---|---|---|
| ડીસ્કસ થ્રો+ | ક્લિયન કાપનેન્ડ (યુ સ્ટે) | ૧૩૩ ફી ૧ ઇ. | |
| જેવેલિન થ્રો+ | મિલ્ડ્રિડ ડિડ્રિક્સન (યુ સ્ટે) | ૧૮૪ ફી. ૪ ઇ | |
| ૧૦૦ વાર તરવાનુ | ડેનુન્ડન | (ડચ) | ૫૯⅘ સે. |
| ૪૦૦ વાર | ,, | ,, ૧૯૩૧ | ૫ મિ. ૩૯⅘ |
| એક માઈલ | પી ડેવર | (કેનેડા) | ૨૩ મિ ૩૭⅘ સે. |
| ૮૦ મિટર હર્ડલ્સ+ | મિસ ડિડ્રિક્સન (યુ સ્ટે) | | ૧૧⅗ સે |
| ૪૦૦ મિટર રિલે (૪×૧૦૦) | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) | | ૪૭ સેકંડ |
| ૨૦૦ મિટર દોડવાની | | | |
| | સ્ટેલા વોલ્શ | | ૨૬ સેકંડ (૧૯૩૪) |

## ફૂટ બોલ–હિંદી વિરુદ્ધ યુરોપિયનો

| | | |
|---|---|---|
| ૧૯૨૦ | યુરોપિયનોએ હિંદીઓને હરાવ્યા | ૪–૧ |
| ૧૯૨૧ | હિંદીઓએ યુરોપિયનોને હરાવ્યા | ૧–૦ |
| ૧૯૨૨ | યુરોપિયનોએ હિંદીઓને હરાવ્યા | ૧–૦ |
| ૧૯૨૩ | ,, ,, ,, | ૨–૧ |
| ૧૯૨૪ | હિંદીઓએ યુરોપિયનોને હરાવ્યા | ૦–૧ |
| ૧૯૨૫ | ,, ,, ,, ,, | ૨–૦ |
| ૧૯૨૬ | ,, ,, ,, ,, | ૨–૦ |
| ૧૯૨૭* | ,, ,, ,, ,, | ૨–૦ |
| ૧૯૨૭ | ,, ,, ,, , | ૧–૦ |
| ૧૯૨૮ | યુરોપિયનોએ હિંદીઓને હરાવ્યા | ૨–૦ |
| ૧૯૨૯ | હિંદીઓએ યુરોપિયનોને હરાવ્યા | ૩–૦ |
| ૧૯૩૦ | મેચ રમાયો નહિ | |
| ૧૯૩૧ | યુરોપિયનોએ હિંદીઓને હરાવ્યા | ૩–૦ |
| ૧૯૩૨ | હિંદીઓએ યુરોપિયનોને હરાવ્યા | ૫–૦ |
| ૧૯૩૩ | હિંદીઓએ યુરોપિયનો હરાવ્યા | ૨–૧ |

+આ બધા રેકર્ડ ૧૯૩૨ની ઓલિમ્પિક રમતો વખતે કરવામા આવ્યા હતા.

*૧૯૨૭નો બીજો મેચ અસુનોય–સ્મારક–ફંડની મદદ માટે રમવામા આવ્યો હતો

ગવર્નરો તથા પ્રધાનો, પ્રાંતિક ધારાસભાના પ્રમુખો, પ્રાંતિક ધારાસભાના સ્પીકરો, અયોધ્યાની ચીફ કોર્ટના વડા ન્યાયાધીશ તથા બીજા ન્યાયાધીશો, સિંધના તથા સરહદપ્રાંતના જ્યુડિશિયલ કમિશ્નર અને તેમની કોર્ટોના ન્યાયાધીશો તથા રાજસભાના સભ્યો.

## પરદેશમાં હિંદીઓ

દક્ષિણ આફ્રિકામાં ૨૦૦,૦૦૦ હિંદીઓ છે, પણ હિંદમાં દક્ષિણ આફ્રિકાવાસીઓની સંખ્યા ૧૦૦થી ઓછી છે.

પરદેશમાં વસતા હિંદીઓની સંખ્યા ત્રેવીશ લાખથી વધારે છે, પણ હિંદથી બર્મા જુદું પડતાં તે સંખ્યામાં દશ લાખનો ઉમેરો થયો છે.

બર્માને બાદ કરતાં, પરદેશવાસી હિંદીઓના આ પ્રમાણે વિભાગ પાડી શકાય (૧) બ્રિટિશ સામ્રાજ્યની બહાર પણ સામ્રાજ્યની અંદર રહેતા (૨) સંસ્થાનો તથા પરદેશોમાં રહેતા. પરદેશમાં રહેતા હિંદીઓની સંખ્યા ૧૦૦,૦૦૦ની છે, તેમાંના ૫૦,૦૦૦ ડચ પૂર્વ આફ્રિકામાં, ૩૫,૦૦૦ સુરીનામમાં તથા લગભગ ૧૫,૦૦૦ અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સમાં, માડાગાસ્કરમાં, રિયુનિયન, મોઝાંબિક તથા ઈરાનમાં રહે છે. બર્માને બાદ કરતાં બ્રિટિશ સામ્રાજ્યમાં વસતા હિંદીઓની સંખ્યા છેલ્લા આંકડા પ્રમાણે ૨,૨૩૨,૬૭૬ની છે, તેમાંથી ૧૨૨,૯૧૧ કેનેડામાં લગભગ ૨,૦૦૦ ઑસ્ટ્રેલિયામાં, ૧,૬૬૬ ન્યુઝીલંડમાં તથા ૧૭૩,૪૪૯ દક્ષિણ આફ્રિકામાં છે.

આ પ્રમાણે બહાર વસતા સાડાબાવીસ લાખ માણસોમાંથી ૩૦૦,૦૦૦ ડુમિનિયનની અંદર તથા ૧,૯૦૦,૦૦૦ સંસ્થાનોમાં છે. આ બધાં સંસ્થાનોમાં ઓછાવત્તા પ્રમાણમાં સ્વરાજ છે, પણ 'ડુમિનિયન' જેટલું નહિ. 'ડુમિનિયન' તથા 'સંસ્થાનો' (Colonies) વચ્ચેનું સ્પષ્ટ અંતર સમજવું જોઈએ.

## ગ્રેટબ્રિટનમાં હિંદી વિદ્યાર્થીઓ

| | |
|---|---|
| ૧૯૩૫-૩૬ | ૧,૩૫૦ |
| ૧૯૩૪-૩૫ | ૧,૩૬૧ |

## ૧૯૩૭ના રમત–ગમત તથા ઉડ્ડયનના રેકર્ડ

માર્ચની ૩૦મી તારીખે મેલ્બર્નમાં ઇગ્લંડને છેલ્લી ટેસ્ટ મેચમાં ૧ ઇનિંગ્ઝ તથા ૨૦૦ રનથી હરાવીને ઓસ્ટ્રેલિયા ત્રણ મેચ છત્યું તેથી તેણે 'એશિઝ' (Ashes) રાખી લીધું.

મિસ સેસિલિયા કોલેજે ઇગ્લંડના એમ્પાયર સ્ટેડિયમમાં સ્ત્રી માટેની બરફ પર લપસવાની હરીફાઈમાં પહેલી આવી. તેણે ૨,૫૨૮.૯ પોઈન્ટ મેળવ્યાં હતાં.

માર્ચની ૨૨મી તારીખે સ્ટીમર 'નોર્મંડિ'એ આટલાંટિકની બ્લ્યુ રિબન્ડ મેળવી. ગયે વર્ષે 'ક્વીન મેરી' તે છતી ગઈ હતી.

યુનિવર્સિટી રેઈસ બોટ ૨૪મી તારીખે થઈ, તેમાં ઓક્સફર્ડ યુનિવર્સિટીએ છત મેળવી. કેમ્બ્રિજ કરતાં તેણે ત્રણ પોઈન્ટ વધારે મેળવ્યાં. ૧૪ વર્ષમાં ઓક્સફર્ડે આ પહેલી છત મેળવી.

જાપાનના મોનોપ્લેન 'ડિવાઈન વિન્ડ' (દૈવી પવન)માં બે જાપાનીએ, જાપાનના ટોકિયોથી ઇગ્લંડના ક્રોયડન સુધી ૯,૯૦૦ માઈલ ત્રણ દિવસ ૨૨ કલાક તથા ૧૮ મિનિટમાં પહોંચ્યા.

ઉચ્ચ ઉડ્ડયનમાં જગતનો રેકોર્ડ કર્નલ મેરિયો પેઝીએ ૭મી મેએ તોડ્યો. તે ૧૫,૬૫૫ મિટર (૫૧,૩૬૧ ફીટ અથવા ૯¾ માઈલ) સુધી ઊંચે ઊડ્યો. ૧૯૩૬માં સ્ક્વોડ્રન લીડર સ્વેઈને સ્થાપેલ રેકર્ડ કરતાં આ રેકર્ડ ૪૩૨ મિટર વધારે હતો.

ત્રણ રશિયન ઊડનારાઓએ મોસ્કોથી, આર્ટિક પ્રદેશમાં થઈને, સાન્ફ્રાન્સિસ્કો સુધી ૬,૦૦૦ માઈલનું ઉડ્ડયન ૧૭ મી જૂને શરૂ કર્યું. ઉત્તર ધ્રુવમાં થઈને ૨૦મી જૂને તેઓ વાનકુવર ઊતર્યા. તેઓ તેમના ધ્યેયથી ૫૮૦ માઈલ દૂર હતા, પરંતુ ધુમ્મસને અંગે તેમ કરવું પડ્યું હતું. મોસ્કોથી તેમને નીકળ્યાને ૬૩ ક.–૧૭ મિનિટ થઈ હતી. જૂનની ૧૦મીએ રોયલ એર–ફોર્સવાળા ફ્લાઈટ લેફ. એડને એરોપ્લેન–ઉડ્ડયનનો નવો રેકર્ડ સ્થાપ્યો. તે ૫૩,૯૩૭ ફીટ (૧૦⅕ માઈલ) ઊંચે ઊડ્યો હતો. કર્નલ મેરિયો પેઝીના રેકર્ડથી આ રેકર્ડ વધી ગયો.

ફ્રિઓદર સ્મિરે ૨૩ કલાક ૪૦ મિનિટ હવામાં રહીને સ્ત્રીઓ માટે નવો રેકર્ડ સ્થાપ્યો.

✓ સોવિયેટ ઊડનારાઓએ તેમનું મોનોપ્લેન 'એંન્ટ ૨૫-૧'ને જુલાઈની ૧૪ મી તારીખે સાન્ફ્રાન્સિસ્કોની ભૂમિપર ઉતાર્યું. તેઓ મોસ્કોથી લગભગ ૬,૭૫૦ માઇલ દૂર ઊડ્યા હતા. ઉત્તર ધ્રુવથી યુનાઇટેડ સ્ટેટ્સ ઊડનાર એક જ મહિનામાં આ બીજું વિમાન હતું. ઊડનારાઓ હવામાં ૬૨ કલાક ૧૭ મિનિટ રહ્યા હતા.

વધારે ભાર ઉપાડનાર જગતના ચેમ્પિયન જો લૂઇએ વેલ્સના ટોમી ફેરને ન્યુયોર્કમાં ૧૧ ઓગસ્ટ ૧૯૩૭ના રોજ હરાવ્યો.

સર માલ્કમ કેમ્પબેલની બોટ 'બ્લ્યુ બર્ડ' બોટની ઝડપનો રેકર્ડ તોડ્યો. તેની સરેરાશ ઝડપ ૧૨૫.૩૨૫ માઇલની હતી. સપ્ટેંબરની ૨ જી તારીખે સર માલ્કમ કેમ્પબેલે ૧૨૯.૫૦ માઇલ પહોંચીને પોતાનો રેકર્ડ તોડ્યો.

## જગતના ભાગીદારો

વસ્તીવાળા ગોળાર્ધના ૭૫ ટકા પર ૭ પ્રજાનું શાસન ચાલે છે. આફ્રીકા ૨૫ ટકા ૬૦ દેશો વચ્ચે વહેંચાઈ જાય છે. પૃથ્વીની સપાટી ફક્ત ૫૭,૦૦૦,૦૦૦ ચોરસ માઈલ અથવા ચોથા ભાગની જ છે. જમીનની માલિકી સંબંધમાં સોવિયેટ રશિયાનો અનુક્રમ બીજો આવે છે. તેની જમીન ૮,૧૪૪,૦૦૦ ચો. મા. અથવા પૃથ્વીનો સાતમો ભાગ છે. ફ્રાન્સના તાબા હેઠળ લગભગ ૫,૦૦૦,૦૦૦ ચો. મા. અને ચીન હેઠળ ૪,૨૫૦,૦૦૦ ચો. મા. છે. ત્યાર બાદ બ્રાઝિલ તથા યુનાઇટેડ સ્ટેટ્સ આવે છે. તે દરેકની જમીન ૩,૦૦૦,૦૦૦ ચો. મા. હોઈ પાંચમા સ્થાન માટે હરીફાઇ કરે છે.

## આયુષ્યમર્યાદા

| દેશ | વર્ષ | દેશ | વર્ષ |
|---|---|---|---|
| ઓસ્ટ્રેલિયા | ૬૧ | હોલંડ | ૫૨ |
| ન્યુઝીલંડ | ૬૦ | સ્વિટ્ઝર્લૅન્ડ | ૫૧ |
| ડેન્માર્ક | ૫૭ | ફ્રાન્સ | ૫૦ |
| નોર્વે | ૫૭ | જર્મની | ૪૬ |
| સ્વીડન | ૫૭ | જાપાન | ૪૪ |
| ઇગ્લંડ | ૫૩ | હિંદ | ૨૩ |

## હિંદની ખનીજ–દોલત

૧૯૩૬માં હિંદમાં (બર્મા સહિત) ઉત્પન્ન થયેલ ખનીજની કુલ કિંમત લગભગ ૧૯,૫૦૦,૦૦૦ પૌંડ હતી. આ આંકડા ગયા વર્ષના કરતાં લગભગ ૮૧,૦૦૦ પૌંડનો વધારો બતાવે છે.

ખનીજ ઉત્પન્ન કરવામાં વર્ષ દરમિયાન રોકાયેલા માણસોની હમેશની સરેરાશ સંખ્યા ૩૮૫,૦૦૦ની હતી. જે આગલા વર્ષ કરતાં ૧૩,૫૦૦નો વધારો બતાવે છે.

હિંદનાં બે મુખ્ય ખનીજો કોલસો તથા પેટ્રોલિયમ છે. દરેકની પેદાશની કિંમતમાં ઘટાડો થયો હતો. કોલસામાં ૪.૨ ટકા તથા પેટ્રોલિયમમાં ૭.૭. ટકા જો કે ઉત્પન્ન થયેલ પેટ્રોલિયમ વધીને ૩૩૫,૦૦૦,૦૦૦ ગેલન થયું હતું. આટલું ઉત્પન્ન અગાઉ કદી થયું નહોતું.

બીજી ૧૩ ધાતુઓના ઉત્પન્નમાં વાર્ષિક ૧૦૦,૦૦૦ પૌંડનો કિંમતમાં વધારો આ પ્રમાણે થયો હતો. કાચી મેંગેનિઝ (૪૬.૩ ટકા) સીસું તથા કાચી ધાતુ (૨૫.૬ ટકા) અબરખ (૧૪.૨ ટકા) લોઢું કાચી ધાતુ (૧૩.૨ ટકા) જસત (૬.૨ ટકા) નીક્લ (૫.૮ ટકા) ટંગસ્ટન (૩.૭ ટકા) કલાઈ (૨.૩ ટકા) સોનું (૦.૭ ટકા). આ ધાતુઓના ઉત્પન્નમાં ઘટાડો થયો હતો: ચાંદી (૩૨.૬ ટકા) મીઠું (૧૪.૯ ટકા) મકાન બાંધવામાં ઉપયોગમાં લેવાતી વસ્તુઓ (૭.૯ ટકા) તાંબું કાચી ધાતુ અને મેટે (Matte) (૨.૧ ટકા).

### કોલસો ખૂબ ઉપયોગી છે

હિંદનાં ખનીજોમાં કોલસાનું સ્થાન પ્રથમ આવે છે, બ્રિટિશ સામ્રાજ્યમાં કોલસાના ઉત્પાદક તરીકે યુનાઈટેડ કિંગ્ડમ પછી હિંદનું સ્થાન આવે છે અને જગતમાં તેનું સ્થાન નવમું છે, વર્ષ દરમિયાન કોલસાનું ઉત્પન્ન ૨૨,૫૦૦,૦૦૦ ટન કરતાં સહેજ વધારે હતું. (જથ્થામાં ૧.૮ ટકાનો ઘટાડો) તેની કિંમત લગભગ ૬૨ કરોડ ૫૦ લાખ રૂપિયા (૪,૭૦૦,૦૦૦ પૌંડ) થતી હતી.

ખાણમાંથી નીકળતા કોલસાની ટનની કિંમત ૧૯૩૫માં રૂ. ૨-૧૩-૪ હતી, તે ઘટીને ૧૯૩૬માં રૂ. ૨-૧૨-૩ની થતાં કિંમતમાં તેર પાઈનો ઘટાડો થયો હતો. ઝરિયાની કોલસાની ખાણોમાંથી હિંદની કુલ પેદાશના ૩૯.૦૫ ટકા, રાણીગંજની ખાણમાંથી ૩૨.૩૧. ટકા, બોકારોની ખાણમાંથી ૬.૨૭ ટકા, પેંચવેલીની ખાણમાંથી ૫.૫૭ ટકા, ગિરિડિની ખાણમાંથી ૩.૦૯ ટકા તથા બીજી ખાણોમાંથી દરેકમાંથી ત્રણ ટકાથી ઓછો નીકળે છે.

વર્ષ દરમિયાન કોલસાની ખાણમાં કામ કરતા માણસોની દૈનિક સરેરાશ ૧૮૨,૦૦૦ માણસોની હતી. ઉત્પન્નમાં ૧.૮ ટકાનો ઘટાડો થવા છતાં માણસોની સંખ્યામાં સહેજ વધારો-૧.૪ ટકાનો-થયો હતો, એટલે ૧૯૩૪માં કામ કરતા દરેક માણસ દીઠ સરેરાશ ઉત્પન્ન ૧૩૦.૨ ટન હતું, જે ૧૯૨૯ના વર્ષ જેટલું હતું. ૧૯૨૯માં ૧૩૦ ટન હતું. ૧૯૩૬માં તે ૧૨૪.૪ ટન થઈ ગયું.

કોલસાની ખાણમાં અકસ્માતથી થયેલ મૃત્યુની સંખ્યા ૪૩૫ની હતી. એટલે દર હજારે ૨.૩૯ની. વર્ષ દરમિયાન બે મોટા અકસ્માતો-એક ગણીગંજની ખાણમાં પોઈડિમાં તથા બીજો ઝરિયામાં લોયાબાદ ખાતે-થયા હતા. તેને અંગે અનુક્રમે ૨૦૯ તથા ૩૫ મૃત્યુ થયાં હતાં.

હિંદી કોલસાના ઉદ્યોગમાં મંદી આવવાનું ખરું કારણ તો હિંદની જરૂરિયાતના પ્રમાણમાં કોલસાની ખાણનો વધારે પડતો વિકાસ છે. અત્યારે મળી આવતી એક પણ નવી ખાણ મંદીમાં વધારો કરે છે.

ઉપયોગિતાની દૃષ્ટિએ પેટ્રોલિયમનો અનુક્રમ બીજો આવે છે, છતાં આખા જગતના ઉત્પન્નના ૦.૬૪ ટકા હિંદમાથી ઉત્પન્ન થયેલ છે. જગતના તેલની પેદાશમાં હિંદનો નંબર તેરમો છે, ૩૩૫,૦૦૦,૦૦૦ ગેલનની કુલ પેદાશમાંથી ૬૫,૦૦૦,૦૦૦ ગેલન આસામમાં ૪,૪૦૦,૦૦૦ પંજાબના અત્તક પ્રાંતમાથી અને બાકીનું બર્મામાથી ઉત્પન્ન થયું હતું. ૧૯૬,૦૦૦,૦૦૦ ગેલન કેરોસીન તથા બાળવાના તેલની આયાત કરવામાં આવી હતી.

માનભૂમ જિલ્લામાં સોનાની પેદાશમાં થોડો વધારો થયો હતો. પંજાબ તથા યુક્ત પ્રાંતની પેદાશમાં નજીવો વધારો થયો હતો. એકંદર બર્માનું ઉત્પન્ન ઘટયું હતું, તોપણ શાન સ્ટેટસમાં ઉત્પન્ન સહેજ વધ્યું હતું. હિંદના કુલ ઉત્પન્નના ૯૯.૫ ટકા કોલરની ખાણોમાંથી નીકળે છે તે જોતાં આ આંકડા અતિ તુચ્છ લાગે છે.

સોનાની પેદાશ વર્ષ દરમિયાન ૩૩૩,૩૮૫.૬ ઔંસ હતી. તે ૧૯૩૩ કરતાં ૨૭૨૩ ઔંસ ઓછી હોવા છતાં તેની કિંમત ૩,૦૬,૦૦,૦૦૦ રૂપિયા (લગભગ ૨,૩૦૦,૦૦૦ પૌંડ) થઈ હતી, જે રેકર્ડ પર વધારેમાં વધારે કિંમત છે. કોલરની સોનાની ખાણમાં ૨૫,૦૦૦ ઔંસથી વધારે રૂપું ઉત્પન્ન થયું હતું. તેની કિંમત ૩૪,૦૦૦ રૂપિયા (લગભગ ૨,૫૦૦ પૌંડ) થઈ હતી.

## પેદાશ ઓછી થઇ છે.

કોલસાની માફક લોઢાની કાચી ધાતુના ઉત્પન્નમાં હિંદ બ્રિટિશ સામ્રાજ્યમાં બીજું તથા જગતમાં નવમું આવે છે. યુનાઇટેડ સ્ટેટસ તથા ફ્રાન્સની પેદાશ પાસે હિંદની પેદાશ નજીવી લાગે છે, પણ આખા યુનાઈટેડ સ્ટેટસના અડસટ્ટો કરવામાં આવેલ કાચી ધાતુના જથ્થા કરતાં હિંદનો અનામત જથ્થો ૩/૪ કરતાં ઓછો નથી. લોઢાના ઉત્પન્નમાં હિંદ આગળ પડતુ સ્થાન લેશે તેવી દરેકની આશા છે.

વર્ષ દરમિયાન કાચા લોઢાની પેદાશ ૨,૫૦૦,૦૦૦ ટન કરતાં વધારે હતી. તેની કિંમત લગભગ ૪૦ લાખ રૂપિયા (૩૦૦,૦૦૦ પૌંડથી વધારે) હતી. આ ખાણો મોટા ભાગે સિંગભૂમ, બિહાર, અને કંઝર તથા મયુરભંજ રાજ્યમાં છે.

પિગ આયર્નના ઉત્પન્નમાં વધારો થયો હતો. વર્ષ દરમિયાન તે ૧,૫૦૦,૦૦૦ ટનથી વધારે હતું: નિકાસમાં સારા જેવા વધારાને અંગે આ વધારો થયો હતો. ૧૯૩૫માં ૪૭૩,૦૦૦ ટન માલ પરદેશ ચડ્યો હતો. તેને બદલે ૧૯૩૬માં ૬૦૬,૦૦૦ ટન ચડ્યો હતો. હિંદના પિગ આયર્નનું મુખ્ય ગ્રાહક જાપાન છે. ૧૯૩૫માં ૭૦.૮ ટકાથી ૧૯૩૭માં ૬૦.૬ ટકા પ્રમાણ આવ્યુ હતું, જો કે ખરી રીતે તો ૯૯ ટકા જથ્થામાં વધારો થયો હતો. યુનાઇટેડ કિંગ્ડમ તથા

યુનાઇટેડ સ્ટેટસમાં થયેલી નિકાસમાં મોટો વધારો થયો હતો, પરંતુ ચીનની નિકાસ અર્ધી થઈ ગઈ હતી.

વર્ષ દરમિયાન સીસાની પેદાશ ૭૩,૦૦૦ ટનથી વધારે હતી (તેમાં સુરમાના સીસાના ૧૨૪૦ ટનનો સમાવેશ થાય છે) તેની કિંમત લગભગ ૧,૭૨,૦૦,૦૦૦ રૂપિયા હતી. આ સીસાની કાચી ધાતુ બ્રોડવિનમાંથી લગભગ ૪૬૯,૦૦૦ ટન મળી હતી.

શાન સ્ટેટસમાંથી લગભગ ૬,૦૦૦,૦૦૦ ઔંસ રૂપું મળ્યું હતું. તેની કિંમત લગભગ ૬૯ લાખ રૂપિયા થાય છે, તે રાજ્યોની ખાણોમાંથી લગભગ ૪૦ લાખ રૂ. નું ૭૭,૦૦૦ ટન જસત, લગભગ ૧૫ લાખ રૂપિયાની કિંમતનું ૪૩૨૫ ટન નીકલ, તથા ૨૦ લાખ રૂપિયાની કિંમતનું ૭૬૦૦ ટન તાંબું મળી આવ્યું હતું.

બિહારમાં ઘટશિલાની ખાણમાંથી કાચું તાંબું ૭૨૦૦ ટન મળ્યું હતું.

મેંગેનીઝ લગભગ ૮૧૩,૦૦૦ ટન મળી આવ્યું હતું. તેની કિંમત સાડાબાર લાખ રૂપિયા થતી હતી. હિંદનાં પોલાદનાં કારખાનાંઓમાં ૪૬૦૦૦ ટનથી વધારે મેંગેનીઝ વપરાયું હતું અને ૭૪૩,૦૦૦ ટન યુનાઇટેડ કિંગડમ, યુનાઇટેડ સ્ટેટસ, જાપાન, ફ્રાન્સ તથા બેલ્જિયમમાં મોકલવામાં આવ્યું હતું. હિંદ અને રશિયામાં જ મેંગેનીઝ ધાતુ ઉત્પન્ન થાય છે, પણ મેંગેનીઝ જેટલી મંદીની અસર હિંદમાં બીજી કોઈ ધાતુના ઉદ્યોગને થઈ નથી.

## અબરખ

વર્ષ દરમિયાન લગભગ ૮૭,૦૦૦ હંડ્રેવેટ અબરખ ઉત્પન્ન થયું હતું. તેની કિંમત લગભગ ૩૨¾ લાખ રૂપિયા (૨૪૪,૦૦૦ પૌંડ) થાય છે, પરંતુ ઉત્પન્નના આંકડા અપૂર્ણ છે અને નિકાસનો આંકડો ૧૭૮,૦૦૦ ટનનો છે, જેની કિંમત ૯૨ લાખ રૂપિયા (૬૯૦,૦૦૦ પૌંડ) થાય છે. તેનાથી તે ઉદ્યોગના મહત્ત્વનો ખ્યાલ આવશે. વીજળીની બનાવટોમાં અબરખ અતિ આવશ્યક છે અને તેના ઉત્પન્ન માટે હિંદ પર આધાર રાખવો પડે છે. અબરખનો મોટો ભાગ યુનાઇટેડ કિંગડમ તથા યુનાઇટેડ સ્ટેટસમાં મોકલવામાં આવે છે. તેમાં અનુક્રમે ૫૧.૮ ટકા તથા ૨૪.૨ ટકાનો ઉઠાવ થયો હતો.

'ઇલ્મેનાઇટ' નામની બીજી ધાતુમાં પણ હિંદનું સ્થાન અજોડ છે. ત્રાવણકોર રાજ્યમાં તે મળી આવે છે. ૧૪૦,૦૦૦ ટન માલ ઉત્પન્ન થયો હતો, તેની કિંમત ૬૨,૫૦૦ પૌંડ થાય છે. બે વર્ષમાં તો ઉત્પન્ન બેવડાયું છે. આ ધાતુની રંગ માટે ખાસ માગણી છે.

ટિન અને વોલ્ફ્રેમ બર્મામાં સાથે સાથે મોટા પ્રમાણમાં મળી આવે છે અને આ બન્ને ખનીજોનું ઉત્પન્ન વર્ષ દરમિયાન અપૂર્વ હતું.

કિંમતી જવાહીરોમાં, પન્ના રાજ્યમાં હીરાનું ઉત્પન્ન થોડું વધીને ૧,૪૫૭ કેરેટ થયું હતું. તેની કિંમત ૬૭,૧૭૧ રૂ. (૪,૬૭૫ પૌંડ) છે. બર્મામાં મોગોકમાં ૯૭,૧૦૩ રૂ. (૭,૩૦૧ પૌંડ) ની કિંમતની ૧૫૫,૩૮૧ કેરેટ માણેક અને ૨૪૨ રૂ. (૧૮ પૌંડ) ની કિંમતનાં ૧૭૨ કેરેટ નીલમ મળી આવ્યાં હતાં. અપર બર્મામાં ૩૨.૪ હંડ્રવેટ કેરબા મળી આવ્યાં હતાં. અજમેરમાં ૯૮ ટન લસણિયાં મળી આવ્યાં હતાં. આ સિવાય પણ હિંદમાં બીજાં અનેક ખનીજો ઉત્પન્ન થાય છે.

## વેજવૂડ તપાસ-કમિટી

હિંદી રેલવેની તપાસ-કમિટી (વેજવૂડ કમિટી)ના રિપોર્ટમાં હિંદનાં બધાં ક્ષેત્રોની રેલવેની તપાસ કરેલી છે.

કમિટીમાં સર રાલ્ફ વેજવૂડ, (લંડન અને નોર્થ ઇસ્ટર્ન રેલવેના ચીફ જનરલ મેનેજર) તથા મિ. ડબલ્યુ. એ. સ્ટેનિયર (લંડન, મિડ-લેન્ડ અને સ્કોટિશ રેલ્વેના મુખ્ય મિકેનીકલ એન્જિનીઅર) હતા,

કમિટીની મદદમાં મિ. એ. ફ્રેમ્સ (ચીફ જનરલ મેનેજરના મદદનીશ) મિ. એલ. એચ. કટનીસ (રેલવે બોર્ડના મંત્રી) અને મિ. બી. એમ. સ્ટ્રાઉસ હતા.

રિપોર્ટમાં વધારે કરકસર કરવા માટે, તથા આવક વધારવા માટે ભલામણો તથા સૂચનાઓ કરવામાં આવી છે.

કમિટીનો એવો અભિપ્રાય છે કે રાજ્યની માલિકીની રેલવેની આર્થિક સ્થિતિ બીજી રેલવેની સરખામણીમાં વધારે સારી છે. ત્યારે કામકાજના આંકડા બતાવે છે કે ૧૯૩૦ થી આર્થિક મંદી શરૂ

થઈ ત્યારપછી કાર્યદક્ષતામાં પ્રગતિ થઈ છે તથા વ્યવસ્થામાં કરકસર થઈ છે.

સાથેસાથ કમિટીનો એવો અભિપ્રાય છે કે કેટલીક દિશામાં હજુ સુધારાને સ્થાન છે. તેમની ભલામણોમાં અનુત્પાદક બ્રાન્ચ લાઈનો બંધ કરવાની, વિશાળ જાહેરાતની તથા જનતા સાથે નિકટનો સંસર્ગ સાધવાની સૂચનાઓ છે.

ભવિષ્ય માટે કમિટી એમ ધારે છે કે ડૂબત ફંડ ખાતે લઈ જવાની રકમ બાદ કરતાં, કંપની વર્ષો સુધી પોતાની મૂડીના વ્યાજથી વધારે કમાઈ શકે તેમ દેખાતું નથી.

કર માટે રેલવે તરફ નજર ન નાખવાનું કમિટી ધારે છે. રેલવે પૂરેપૂરી સદ્ધર રહે તે માટે હરેક રીતે યત્ન કરવો જોઈએ.

રસ્તાની હરીફાઈને અંગે રેલવેની વાર્ષિક આવક ૪½ કરોડ ઘટી ગઈ છે. આર્થિક મોટો લાભ થાય તેવી કોઈ સૂચના કરવામાં આવેલ નથી. પરંતુ પગારમાં સામાન્ય ઘટાડો કરવા સામે સખત વિરોધ દર્શાવાયો છે.

વધારે રેલવેનું જોડાણ થવાથી વ્યવસ્થા વધારે ગૂંચવણવાળી થશે તેમ કમિટી ધારે છે.

કમિટીની ખાસ ભલામણ તો કોલસા ઉપરનો વધારાનો ચાર્જ ૧૨½ ટકાથી ૧૫ ટકા કરવાનો છે.

## ભલામણો

ઘણીખરી બ્રાન્ચ લાઈનોમાંથી ફર્સ્ટ કલાસની સગવડ કાઢી નાખવી. અત્યારની સ્થિતિમાં, અમારી ધારણા પ્રમાણે કરકસર માટે મજૂરી તથા પગારમાં સામાન્ય ઘટાડો યોગ્ય નથી.

અમે ભલામણ કરીએ છીએ કે કોલસા પરનો વધારાનો દર ૧૨½ ટકાથી વધારીને ૧૫ ટકા કરવો. ટન પર વધારેમાં વધારે રૂ. ૧ વધવો જોઈએ. રસ્તાની હરીફાઈને પહોંચી વળવા ભાડામાં ઘટાડો કરવાનું અમને યોગ્ય લાગતું નથી.

અમે ધારીએ છીએ કે રેલવેનું જોડાણ જો વધારે પડતું થશે

તો વ્યવસ્થાનું કાર્ય મુશ્કેલ બનશે. એટલે અમે ઈસ્ટર્ન બેંગાલ રેલવેને આસામ બેંગાલ રેલવે સાથે તથા મદ્રાસ અને સધર્ન-મરાઠા રેલવેને સધર્ન ઇન્ડિયા રેલવે સાથેભેળવી દેવા પુરતી ભલામણ કરીએ છીએ.

સામાન્ય કરવેરામાંથી રાહત મેળવવાનું શક્ય સાધન રેલવે છે તે દૃષ્ટિએ તે જોવાવી ન જોઈએ, પણ રેલવેની સદ્ધરતા જાળવવા માટે દરેક પ્રયત્ન કરવો જોઈએ.

## રેલવે-બજેટ

૧૯૨૯–૩૦ પછી પહેલી જ વાર રેલવેના બજેટમાં પુરાંત હોવાની આશા રાખવામાં આવે છે. ૧૯૩૬–૩૭ તથા ૧૯૩૭–૩૮ દરેક વર્ષમાં ૬૫ લાખ રૂપિયાના વધારાની આશા રાખવામાં આવે છે.

એમ ધારવામાં આવતું હતું કે ૧૯૩૬–૩૭ના વર્ષની આખરે ૩,૪૪ કરોડ રૂપિયાની ખોટ આવશે, પણ પાછળના અડસટ્ટાથી ૩,૫૯ કરોડનો વધારો જણાયો છે. ગયા વર્ષની સાથે સરખાવતાં ખરેખર વધારો ૩,૯૫ કરોડનો છે.

હિસાબની નવી પ્રથા દાખલ કરવાથી ચોખ્ખી આવકમાં ૩૬ લાખનો તફાવત પડ્યો છે.

૧૯૩૬–૩૭માં કુલ આવક ૯૫ કરોડની થશે. તે ગયા વર્ષ કરતાં ૪½ કરોડ વધારે છે. ચાલુ ખર્ચ, વ્યાજ વિગેરે બાદ કરતાં ૬૫ લાખનો વધારો રહેશે, તે ડુબત ફંડમાંથી લીધેલ લોન પેટે ભરવામાં આવશે.

## બસની હરીફાઈ

ઉતારુઓના ભાડાની થતી આવકનો ઘટાડો બસની હરીફાઈને આભારી હતો.

આથી ઊલટું માલના ભાડાની આવકમાં ગયા વર્ષની સરખામણીમાં ૪ કરોડ (લગભગ ૭ ટકા)નો વધારો થવાની આશા હતી. બજેટના અડસટ્ટા સાથે સરખાવતાં આ રકમ ૪½ કરોડનો વધારો બતાવતી હતી.

૧૯૩૭–૩૮ની કુલ આવક બર્મા રેલવેને બાદ કરતાં ૯૦½ કરોડની ધારવામાં આવે છે. બર્મા રેલવે ખોટમાં ચાલતી એટલે તે જુદી થવાથી હિંદી રેલવેની આર્થિક સ્થિતિ સુધરશે તેમ માનવામાં આવે છે.

## પોલીસનું ખર્ચ

૧૯૩૭-૩૮માં ખર્ચ ૧૬ લાખ રૂપિયા વધશે તેમ માનવામાં આવે છે, કેમકે નવા બંધારણ હેઠળ રેલવે-હદમાં બંદોબસ્ત જાળવવા માટે જોઈતી પોલીસનું ખર્ચ પ્રાંતિક સરકારોને રેલવેએ આપવું પડશે. આ રીતે વર્ષની ચોખ્ખી આવક ૨૯¾ કરોડ રૂપિયા થશે. વ્યાજ તો તેટલું જ ભરવાનું રહેશે. એટલે પરિણામે ૧૫ લાખનો વધારો રહેશે, જે સામાન્ય મહેસૂલમાં ભેળવાઈ જશે.

૧૯૩૬-૩૭ની આખરે ઘસારા ફંડમાંથી લેવાયેલ કુલ લોન ૩૧¾ કરોડની રહેશે અને સામાન્ય મહેસૂલમાં ન ભરાયેલી રકમ ૩૦¾ કરોડની થશે. એટલે રેલવેની કુલ જોખમદારી ૬૨ કરોડ રૂપિયાથી વધી જશે.

## પુનશ્ચહરિ ૐ

૧૯૩૭-૩૮ની શરૂઆતમાં, બર્મા રેલવેનો ભાગ બર્મા સરકારને આપ્યા બાદ, ઘસારા ફંડ ૧૩¾ કરોડ રૂપિયાનું રહેશે. વર્ષની આખરે તે વધીને ૨૦¾ કરોડનું થશે,

ઘસારા ફંડની સિલિક, અકસ્માત જરૂરિયાતને માટે પૂરતી હોવાથી, ઘસારા ફંડની બધી લોન તથા સામાન્ય મહેસૂલનું ૧૯૩૬-૩૭ સુધીનું દેવું માંડી વાળવાની તથા નવા વર્ષમાં નવીન શરૂઆત કરવાની દરખાસ્ત કરવામાં આવી છે.

## રેલવે-બજેટ પર દૃષ્ટિપાત

| ૧૯૩૫-૩૬ (ખરા આંકડા) | | ૧૯૩૬-૩૭ (બજેટ અડસટ્ટો) | |
|---|---|---|---|
| આવક | ૯૦,૬૫,૦૦,૦૦૦ | આવક | ૯૧,૨૫,૦૦,૦૦૦ |
| ખર્ચ | ૯૪,૬૪,૦૦,૦૦૦ | ખર્ચ | ૯૪,૬૯,૦૦,૦૦૦ |
| ખોટ | ૩,૯૯,૦૦,૦૦૦ | ખોટ | ૩,૪૪,૦૦૦૦૦ |

| ૧૯૩૬-૩૭ (સુધારેલ અડસટ્ટો) | | ૧૯૩૭-૩૮ (બજેટ અડસટ્ટો બર્મા બાદ કરતાં) | |
|---|---|---|---|
| આવક | ૯૫,૦૦,૦૦,૦૦૦ | આવક | ૯૦,૭૫,૦૦,૦૦૦ |
| ખર્ચ | ૯૪,૮૫,૦૦,૦૦૦ | ખર્ચ | ૯૦,૬૦,૦૦,૦૦૦ |
| વધારો | ૧૫,૦૦,૦૦૦ | વધારો | ૧૫,૦૦,૦૦૦ |

## યુદ્ધવિરામ પછી થયેલ લડાઈઓ

લડાઈ બંધ પડ્યાને ૧૯ વર્ષો વીતી ગયાં છે, ત્યાંસુધીમાં જગતના બધા ભાગોમાં ૧૭ વધારે લડાઈઓ થઈ છે, ચીનનું યુદ્ધ છેલ્લું છે, જ્યારે ૧૬મું સ્પેનનું યુદ્ધ હજુ ચાલે છે.

૧૯૧૪–૧૮માં અપાયેલ ભોગની મશ્કરી કરતી યાદી નીચે મુજબ છેઃ

**ગેલેશિયા, ૧૯૧૮–૧૯** : પૂર્વ ગેલેશિયાની માલિકી માટે પોલ લોકો તથા યુક્રેનિયન લોકો લડ્યા. તેમાં પોલંડને તે પ્રદેશ મળ્યો.

**આયર્લેંન્ડ, ૧૯૧૯–૨૧** : રિપબ્લિકન્સ તથા બ્રિટિશ 'બ્લેક અને ટેન' વચ્ચેનું લોહીતરસ્યું યુદ્ધ.

**રશિયા, ૧૯૧૯** : રેડ રશિયનોએ વ્હાઇટ રશિયનોને દાબી દીધા. વ્હાઇટ રશિયનોની આગેવાની સાઇબીરિયામાં એડમિરલ કોલ્ચેક, દક્ષિણમાં જનરલ ડેનિકિને તથા એસ્ટોનિયામાં જનરલ યુડેનિચે લીધી હતી. બધાને મિત્રરાજ્યોનો ટેકો હતો.

**મોરોક્કો, ૧૯૧૯–૨૨** : મોરોક્કોના રિફ પ્રદેશમાં સ્પેનિશ યુદ્ધ.

**અરબસ્તાન, ૧૯૧૯–૨૬** : ઇબ્ન સાઉદ તથા રાજા હુસેન વચ્ચે લડાઈ. રાજા હુસેનને ગાદી પરથી ઉઠાડી મૂકવામાં આવ્યો.

**પોલંડ, ૧૯૨૦** : રશિયાએ પોલંડ પર હુમલો કર્યો અને વાર્સો ને ધમકી આપી. પોલ લોકોએ હુમલાખોરોને સખત હરાવ્યા.

**આર્મિનિયા, ૧૯૨૦** : તુર્કસ્તાને આર્મિનિયાના પ્રજાસત્તાક રાજ્ય પર હુમલો કર્યો અને રશિયા માટે સીધો રસ્તો ખુલ્લો કર્યો.

**ચીન, ૧૯૨૦–૨૬** : ચીનના હરીફ સરદારો તથા લશ્કરો વચ્ચે લડાઈ.

**એશિયા માઇનર, ૧૯૨૧–૨૨** : ગ્રીક લોકોએ એશિયા માઇનર પર હલ્લો કર્યો. એક મહિનાની સખત લડાઈ પછી તુર્કોએ તેમને હરાવ્યા. આ સમય દરમિયાન સ્મર્નાનો નાશ કરવામાં આવ્યો, અને અંગે ૫૦,૦૦૦,૦૦૦ પૌંડના નુકશાનનો અડસટ્ટો કરવામાં આવ્યો છે. હજારો લોકોને રહેંસી નાખવામાં આવ્યા હતા.

**સિરિયા, ૧૯૨૫** : ફ્રેંચ–સત્તા સામે સિરિયામાં ડ્રુઝ બળવો.

**દક્ષિણ અમેરિકા, ૧૯૨૫–૩૫** : ગ્રેનચેકોના મુલકના અધિપત્ય માટે બોલિવિયા તથા પેરગ્વે વચ્ચે લાંબો સમય લડાઈ ચાલી.

**ચીન, ૧૯૨૬–૨૮ :** ચીનમાં ફરીથી લડાઈ થઈ. પરિણામે ચીન પ્રજાસત્તાક થયું.

**મંચુરિયા, ૧૯૩૧–૩૨ :** જાપાને મંચુરિયા પર હલ્લો કરી ચીનના સરદાર માર્શલ ચેંગ સિઆનો લિંઆગને હાંકી કાઢયો ને બધી સત્તા હાથમાં રાખી, પૂતળા જેવા શહેનશાહને ગાદીએ બેસાડ્યો.

**ચીન, ૧૯૩૨ :** શાંઘાઇ પાસે જાપાન તથા ચીનના લશ્કર વચ્ચે યુદ્ધ. શહેરને ૭૦,૦૦૦,૦૦૦ પૌંડનું નુકસાન થયું.

**એબિસીનિયા, ૧૯૩૫–૩૬ :** ઇટલિએ એબિસીનિયા પર હલ્લો કર્યો.

**સ્પેન, ૧૯૩૬ :** સ્પેનિશ આંતરયુદ્ધ હજુ ચાલુ છે.

**ચીન, ૧૯૩૭ :** શાંઘાઇ તથા ઉત્તર ચીનમાં, ચીન અને જાપાન વચ્ચે લડાઈ ચાલુ છે.

## તમે જાણો છો ખરા?

બ્રિટિશ સૈનિકને દર મહિને અપાતા ભથ્થાનું સરેરાશ ખર્ચ ૭,૨૭,૦૦૦ રૂ. છે, તેમાં ૧,૦૦,૦૦૦ રૂ. લશ્કરનું ભથ્થું, ૩,૭૦૦ રૂ. હમેશનું ભથ્થું, ૩,૭૦,૦૦૦ રૂ. જમવાના ખર્ચના, ૬,૦૦૦ રૂ. કેળવણીની ગ્રાન્ટના તથા ૧૦,૦૦૦ રૂ. જુદા પડવાના ખર્ચના.

આની સામે હિંદી સૈનિકને દર મહિને અપાતા ભથ્થાનું ખર્ચ ૩,૮૭,૦૦૦ રૂ. છે. તેમાં ૭૬,૦૦૦ રૂ. જમવાના ખર્ચના, ખાટલાના ભથ્થાના રૂ. ૩,૮૦૦ તથા કપડાંના રૂ. ૩૦૦,૦૦૦ અને કેળવણીની ગ્રાન્ટના રૂ. ૬,૪૦૦નો સમાવેશ થાય છે.

અત્યારે હિંદમાં બ્રિટિશ અને હિંદી સૈનિકોની માસિક સરેરાશ સંખ્યા અનુક્રમે ૫૨,૪૬૬ અને ૧,૨૨,૫૩૧ની છે. તેમનો માસિક સરેરાશ કુલ પગાર ૩૮,૭૬,૧૨૫ રૂ. તથા ૨૭,૦૮,૮૧૫ રૂ. છે.

જો બ્રિટિશ સૈનિક ૧૯૩૬ના ઓક્ટોબરની ૨૬મી તારીખ પહેલાં દાખલ થયેલ હોય તો તેને માસિક ઓછામાં ઓછા રૂ. ૬૨–૧૧–૯ અને વધારેમાં વધારે રૂ. ૭૯–૧૩ મળે છે. તે તારીખ પછી તેનો ઓછામાં ઓછો પગાર રૂ. ૪૫–૧૦ અને રૂ. ૫૭–૦–૬ થયો છે.

હિંદી સૈનિકને માસિક રૂ. ૧૬ મળે છે.

## મોટાં શહેરના મેયરો

મુંબઈ : ડૉ. ઈ. મોઝીઝ
કલકત્તા : સનત કે. રાય ચૌધરી
કરાંચી : દુર્ગાદાસ અડવાણી
અલ્લાહાબાદ : આર. કે. બસુ

## વર્ષ દરમિયાન જાણીતાં મૃત્યુ

લાલા હરકિશનલાલ (પંજાબ)
સર બી. એન. મિત્ર ઈન્ડિયાના હાઈ કમિશ્નર
અલ્વરના મહારાજા
સર નેસરવાનજી પોચખાનાવાળા (સેન્ટ્રલ બેંકવાળા)
ડૉ. સૈયદ રોસ મસુદ
કે. પી. જયસ્વાલ (પટણા)
સર જગદીશચંદ્ર બોઝ
બી. કે. બસુ કલકત્તાના આગલા મેયર
સર અબ્દુલ કયુમ (પેશાવર)

## દેશી રાજ્યોના વડા પ્રધાનો

અલ્વર : મેજર પ્રાયર
હૈદ્રાબાદ : સર અકબર હૈદરી, પી. સી.
માઈસોર : સર મિર્ઝા ઈસ્માઈલ
કોચીન : સર આર. કે. ષણ્મુખમ ચેટ્ટી
કાશ્મીર : દિવાન બહાદુર એન. ગોપાળસ્વામી આયંગર
વડોદરા : સર વી. કૃષ્ણમાચારિ
પતિયાળા : સર લિયાકત હયાતખાન

**અણે—એમ. એસ :** બી. એ. એલ. એલ. બી. જન્મ ૧૮૮૦ વડી ધારાસભાના ત્રણ વખત સભ્ય. ૧૯૩૦માં સવિનયભંગની લડતમા જોડાયા. કેદમા ગયા. ઓલ ઈન્ડિયા કોંગ્રેસ કમિટીના સભ્ય. વર્કીંગ કમિટીના સભ્ય. મહાસભાના રાષ્ટ્રીય પક્ષના આગળ પડતા સભ્ય.

**અન્સારી—ડૉ. એમ. :** એ. જન્મ ૧૮૮૦. ૧૯૦૦માં ગ્રેજ્યુએટ થયા. એડિનબર્ગ યુનિવર્સિટીની M. B. C. H. B. ની ડીગ્રી લીધી. ૧૯૧૨-૧૩મા તુર્કસ્તાનમા ઓલ ઇન્ડિયા મેડિકલ મિશન મોકલવાની વ્યવસ્થા કરી. ૧૯૨૦મા મુસ્લિમ-લીગના પ્રમુખ, ૧૯૨૭માં મહાસભાના પ્રમુખ, મુસ્લિમ રાષ્ટ્રીય પક્ષના એક આગેવાન દેશને માટે કેદમા ગયા હતા કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડના પ્રમુખ હતા.

**અસફઅલી** એડ્વોકેટ જન્મ ૧૮૮૮ દિલ્હીમા કેળવણી લીધી. મહાસભાને અંગે અનેકવાર કેદમા ગયા છે. પરદેશમા ખૂબ ફર્યા છે. મુસ્લિમ રાષ્ટ્રીય પક્ષના આગળ પડતા સભ્ય; વડી ધારાસભામા દિલ્હી તરફથી ૧૯૩૪મા ચૂંટાયા છે.

**આયર-રામસ્વામી સર, સી, પી** કે. સી આઈ. ઈ. જન્મ ૧૮૭૯. હિંદના પ્રખ્યાત ધારાશાસ્ત્રી, આગળ પડતા લિબરલ આગેવાન; માત્ર ૨૪ વર્ષની ઉમરે મદ્રાસમા વકીલાત શરૂ કરી. મદ્રાસ યુનિવર્સિટીના તથા મદ્રાસ કોરપોરેશનના ફેલો થયા. ૧૯૧૭-૧૮મા મહાસભાના સામાન્ય મંત્રી નિમાયા. ૧૯૨૦મા મદ્રાસના એડવોકેટ જનરલ થયા. ૧૯૨૩-૨૮ સુધી મદ્રાસની કારોબારી સભામા કાયદાના સભ્ય હતા. હિંદી ગોળમેજી પરિષદના એક સભ્ય, હિંદી સરકારમા એક્ઝીક્યુટીવ કાઉન્સિલર તરીકે અનેક વખત કામ કર્યું છે.

**આલમ–ડૉ. એસ. મહુમદ :** બૅરિસ્ટર. જન્મ ૧૮૯૨. પંજાબના આગેવાન મુસ્લિમ નેતા. મહાસભાના કાર્યકર્તા. અસહકારની હિલચાલમાં દાખલ થઈને ૧૯૨૧માં વકીલાત છોડી અને ઘણી વખત કેદમાં ગયા. મહાસભાની વર્કિંગ કમિટીના સભ્ય હતા. પંજાબની ધારાસભાના સભ્ય તથા રાષ્ટ્રીય મુસ્લિમ–પક્ષના સભ્ય. શહીદગંજ મસ્જિદની ચળવળ વખતે મહાસભામાંથી નીકળી ગયા, પરંતુ ૧૯૩૭માં ફરીથી દાખલ થયા છે. અત્યારે પંજાબની ધારાસભાના સભ્ય છે.

**આહમદ–ડૉ. ઝિયાઉદ્દીન.** એમ. એ (કેન્ટબ) પી. એચ. ડી. (ગોટિંજન) જન્મ ૧૮૭૮, અલિગઢ, અલ્લાહાબાદ, કલકત્તા અને કેમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજમાં કેળવણી લીધી. રૉયલ એસ્ટ્રોનૉમિકલ સોસાયટીના ફેલો તથા લંડન મેથેમેટિકલ સોસાયટીના સભ્ય. ૧૯૦૭માં અલિગઢની એમ. એ. ઓ. કૉલેજના પ્રોફેસર. ૧૯૧૬માં કલકત્તા યુનિવર્સિટી કમિશનના સભ્ય. ૧૯૧૮માં એમ. એ. ઓ. કૉલેજના પ્રિન્સિપાલ. ૧૯૨૧માં મુસ્લિમ યુનિવર્સિટીના પહેલા પ્રો. વાઇસ–ચેન્સેલર. સંયુક્ત પ્રાંતની લેજિસ્લેટિવ કાઉન્સિલના સભ્ય. ૧૯૧૯–૧૯૩૩ માં વડી ધારાસભાના સભ્ય. પ્રખ્યાત ગણિત–શાસ્ત્રી. અત્યારે અલિગઢની મુસ્લિમ યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર.

**આંબેડકર–ડૉ. બી. આર :** પી. એચ. ડી. ડી. એસ. સી. બાર–એટ લૉ. જન્મ ૧૮૯૩. દલિત વર્ગના હિંદુ મહાર. કોલંબિયામાં અર્થશાસ્ત્ર તથા સમાજશાસ્ત્રના અભ્યાસ માટે વડોદરાના ના. ગાયકવાડ સરકારે શિષ્યવૃત્તિ આપી. પરીક્ષાઓ પસાર કર્યા પછી ઇન્ડિયા ઑફિસના પુસ્તકાલયમાં શોધખોળનું કામ એક વર્ષ લંડનમાં કર્યું. ૧૯૧૭માં હિંદમાં પાછા ફર્યા. અર્થશાસ્ત્ર તથા જ્ઞાતિપ્રથા પર પુસ્તકો લખ્યાં છે. દલિતવર્ગના ઇન્સ્ટિટ્યુટના સ્થાપક. અસ્પૃશ્ય–વર્ગના ઉદ્ધારની હિલચાલમાં અગ્ર ભાગ લે છે. મુંબઈની ધારાસભાના સરકારનિયુક્ત સભ્ય. ૧૯૩૦–૩૨ની ગોળમેજી પરિષદના સભ્ય. ૧૯૩૨ની જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટિના સભ્ય. દલિતવર્ગો પર ઘણા

જુલમને અંગે ધર્માંતર કરવાની જાહેરાતથી તેમણે ખૂબ ખળભળાટ મચાવ્યો છે.

**ઇકબાલ—સર મહમદ** : જન્મ ૧૮૭૭. મહાન ઉર્દૂ કવિ. લાહોર તથા કેમ્બ્રિજમાં શિક્ષણ લીધું મ્યુનિચ યુનિવર્સિટીએ પી. એચ. ડી.ની ડીગ્રી આપી. થોડો સમય લંડન યુનિવર્સિટીમાં અરેબિકના પ્રોફેસર. મુસ્લિમ રાજદ્વારી નેતા. કોમીવાદના ચુસ્ત હિમાયતી. ગોળમેજી પરિષદના સભ્ય. પંજાબની ધારાસભાના સભ્ય હતા.

**એન્ડ્રુઝ—સી. એફ** : જન્મ ૧૮૭૧; બર્મિંગહામની કિંગ એડવર્ડ્ઝ સ્કૂલ તથા કેમ્બ્રિજની પેમ્બ્રોક કૉલેજમાં શિક્ષણ લીધું; ૧૮૯૬માં પેમ્બ્રોક કૉલેજ મિશનના ઉપરી નિમાયા; ૧૯૦૪ કેમ્બ્રિજ ભ્રાતૃમંડળમાં જોડાયા અને દિલ્હીની સેંટ સ્ટીફન્સ કૉલેજમાં પ્રોફેસર નિમાયા. પંજાબ યુનિવર્સિટીના ફેલો ૧૯૦૮–૧૩; ટાગોરના શાંતિનિકેતનમાં જોડાયા અને સ્મટ્સ–ગાંધી–કરાર કરાવવા દક્ષિણ આફ્રિકા ગયા; મહાત્મા ગાંધીજીની ચળવળના સંસર્ગમાં આવ્યા; પરદેશના હિંદીઓની સ્થિતિ સુધારવા આખા જગતમાં ફરી વળ્યા. મહાન લેખક તથા ભાષણકર્તા; ગાંધી, ટાગોર અને હિંદ સંબંધી ઘણાં પુસ્તકો લખ્યાં છે.

**એરુન્ડેલ—જ્યોર્જ એસ** : ડો. ડિ. લિટ્. એમ. એ. એલ. એલ. બી. જન્મ ૧૮૭૮, કેમ્બ્રિજ યુનિવર્સિટીની ઉચ્ચ કારકિર્દી સાથે તે ૧૯૦૩માં સ્વ. ડૉ. એની બિસંટ સાથે હિંદમાં આવ્યા અને કાશીની સેન્ટ્રલ હિંદુ કૉલેજમાં પ્રિન્સિપાલ થયા. કાશ્મીરની કેળવણી–પદ્ધતિ પર તેમણે રિપોર્ટ લખ્યો છે; પાછળથી હોલ્કર રાજ્યમાં એક વર્ષ માટે કેળવણી–ખાતાના વડા તરીકે હોદ્દો ભોગવ્યો. વર્ષો સુધી તે ઑલ ઇન્ડિયા હોમરુલ લીગના ઑર્ગેનાઇઝીંગ સેક્રેટરી હતા અને ૧૯૧૭માં હિંદ–રક્ષણના કાયદા હેઠળ મિસિસ બિસંટ સાથે કેદ પકડાયા. હિંદની સ્વતંત્રતા તથા પુનરુદ્ધાર માટે તે સતત કાર્ય કર્યા કરે છે. તેમની હિંદી પત્નીનું નામ શ્રીમતી રુક્મિણિ

છે. ડૉ. એરન્ડેલ નીચે મુજબ ડીગ્રીઓ ધરાવે છે. એમ. એ. એલ. એલ. બી. (કેન્ટબ) ડી. લિટ્; એફ. આર. (હિસ્ટરિ) એસ. અત્યારે તે થીઓસોફિકલ સોસાયટીના પ્રમુખ છે.

**ઉદયશંકર :** ઈ. સ. ૧૯૦૦ ની ૧૫ મી ડિસેંબરે ઉદયપુરમાં તેમનો જન્મ થયો છે. સત્તર વર્ષની ઉમરે ચિત્રકળાના અભ્યાસ માટે મુંબઈની જે. જે. સ્કૂલ ઓફ આર્ટમાં તેમને મોકલવામાં આવ્યા. પાછળથી લંડનની રોયલ કૉલેજ ઓફ આર્ટસમાં તેમણે અભ્યાસ કર્યો. પ્રખ્યાત રશિયન નર્તિકા પાવલોવાને હિંદી નૃત્યમાં તેમના સહકારની જરૂર હોવાથી તેની સાથે તે જોડાયા. પાવલોવાની સાથે અમેરિકાની મુસાફરી કરી. આ પછી ૧૯૨૫માં તેણે પારિસમાં નૃત્યકાર તરીકે દેખાવ દીધો અને તેમને તરત જ ફત્તેહ મળી. ૧૯૨૭માં તેમણે બર્લિન, પારિસ, વિયેના, બ્યુડાપેસ્ટ વિગેરે સ્થળોએ અપૂર્વ ફત્તેહ પ્રાપ્ત કરી. ૧૯૨૯માં હિંદમાં–ખાસ કરીને કલકત્તામાં–તેમને મોટું માન મળ્યું. ત્યાંથી તે યુરોપ અને અમેરિકામાં બીજા ખેલાડીઓને લઈ ઊપડી ગયા. ૧૯૩૩માં હિંદ પાછા ફરતાં ફરીથી તેમનો બધે ઠેકાણે પ્રેમભર્યો સત્કાર થયો.

**ઉસ્માન–સર મહમદ :** કે. સી. આઈ. ઈ. જન્મ ૧૮૮૪. ૧૯૩૪માં મદ્રાસના કામચલાઉ ગવર્નર નિમાયા. મદ્રાસની કારોબારી સભાના સભ્ય. વડી ધારાસભાના સભ્ય ૧૯૨૦. મદ્રાસના શેરિફ ૧૯૨૪. મદ્રાસ કોરપોરેશનના પ્રમુખ ૧૯૨૪–૨૫. મદ્રાસ, આંધ્ર અને અલ્લમલાઈ યુનિવર્સિટીના ચાન્સેલર. ૧૯૨૮ના જૂનમાં નાઈટ થયા.

**કઝીન્સ–જેમ્સ હેન્રિ :** આયરિશ કવિ, નાટ્યકાર, વિવેચક, કળાનુરાગી અને તત્ત્વવિદ. આયર્લેંડમાં કેળવણી લીધી. ત્યાંના આગેવાન સાહિત્યકાર થયા. મિસિસ એની બિસંટની પ્રેરણાથી 'ન્યુ ઇન્ડિયા'-ના મદદનીશ તંત્રી તરીકે હિંદમાં આવ્યા. થીઓસોફિકલ કૉલેજ (મદનપલ્લિ)ના પ્રિન્સિપાલ થયા. હિંદના ત્રણ વિશ્વ-વિદ્યાલયોમાં ભાષણો આપ્યાં છે. ઘણાં પુસ્તકો લખ્યાં છે.

'એજિઝ ઓફ થીઓસોફી,' 'રેનેસન્સ ઓફ ઇન્ડિયા' 'ફિલોસોફી ઓફ બ્યુટી' 'વૉન્ડરીંગ હાર્પ' વિગેરે

**કિડવાઈ—રફી આહમદ** : જન્મ ૧૮૯૪. એમ. એ. ઓ. કૉલેજમાં શિક્ષણ લીધું છે. બારાબંકી પ્રાંતના જમીનદાર. યુક્ત પ્રાંતના ચુસ્ત મહાસભાવાદી મુસ્લિમ. ૧૯૨૧થી મહાસભાની ચળવળમાં સક્રિય ભાગ લીધો છે. સ્વરાજ—પક્ષના સમયમાં પંડિત મોતીલાલ નેહરુ સાથે જોડાયા હતા. મધ્યસ્થ ધારાસભાના સભ્ય. ધારાસભામાં તે પક્ષના 'વ્હિપ.' પંડિત મોતીલાલ નેહરુના મંત્રી હતા. યુક્ત પ્રાંતની પ્રાંતિક મહાસભા કમિટીના આગલા પ્રમુખ. યુક્ત પ્રાંતની મહાસભાના પાર્લામેન્ટરી પક્ષના પ્રમુખ. મહાસભાની છેલ્લી ચૂંટણી દરમિયાન ખૂબ વ્યવસ્થા જાળવી હતી. હાલમાં તે પ્રાંતના પ્રધાન છે,

**કૃષ્ણસ્વામી આયર—સર અલ્લાદિ** : જન્મ ૧૮૮૩. મદ્રાસની ક્રિશ્ચિયન કૉલેજમાં કેળવણી લીધી. ૧૯૦૭મા એડવોકેટ થયા; મદ્રાસ યુનિવર્સિટી સીન્ડિકેટના સભ્ય, ૧૯૩૦મા દિવાન બહાદુર થયા. ૧૯૨૯ મા મદ્રાસના એડવોકેટ જનરલ નિમાયા. ૧૯૩૧મા નાઈટ થયા. મદ્રાસની ધારાસભાના સરકારનિયુક્ત સભ્ય. આંધ્ર તથા અનમલૈ યુનિવર્સિટીને મોટી રકમો આપી છે,

**કેલકર—નરસિંહ ચિંતામણ** : પત્રકાર. જન્મ ૧૮૭૯. બાલગંગાધર તિલકના રાજકીય શિષ્ય. મુંબઈ પ્રાંતિક પરિષદના પ્રમુખ ૧૯૨૦. ૧૯૨૩ તથા ૧૯૨૬મા વડી ધારાસભાના સભ્ય હતા. પૂના મ્યુનિસિપાલિટીના પ્રમુખ (૧૯૧૮,૧૯૨૨–૨૪) ઇંગ્લાંડ ગયેલ હોમરુલ ડેલીગેશનના સભ્ય. રિસ્પોન્સિવિસ્ટ પક્ષના અગ્રગણ્ય સભ્ય. હિંદુ મહાસભાના પ્રમુખ હતા. બીજી ગોળમેજી પરિષદના સભ્ય. 'કેસરી'ના અધિપતિ.

**ખરે—ડૉ. નારાયણ ભાસ્કર** : જન્મ ૧૮૮૪. નાગપુરની સરકારી કૉલેજમાંથી ૧૯૦૨મા સ્નાતક થયા. સરકારી શિષ્યવૃત્તિ મેળવીને લાહોર મેડિકલ કૉલેજમા દાખલ થઈ ૧૯૦૭મા ડીગ્રી

લીધી અને વિશ્વવિદ્યાલયમાં પહેલા આવ્યા. મધ્યપ્રાંતના વૈદકીય ખાતામાં નિમાયા. એસ. ડી. ની ડીગ્રી મેળવી. સરકારી નોકરી છોડી દઈને રાજકારણમાં પડ્યા. ૧૯૩૫માં મધ્યસ્થ સભામાં ચૂંટાયા. ૧૯૩૫થી ૩૭ સુધી નાગપુર પ્રાંતિક મહાસભા સમિતિના પ્રમુખ. મહાસભાએ હોદ્દા સ્વીકારતાં પ્રાંતના વડાપ્રધાન થયા હતા. મહાસભા સામે બળવો પોકારતાં શિસ્તભંગ માટે મહાસભાની કોઈ પણ પ્રવૃત્તિમાં ભાગ લેવા માટે બે વર્ષ માટે પ્રવેશબંધી ફરમાવવામાં આવી છે.

**ખાન અબ્દુલગફારખાન :** સરહદના ગાંધી તરીકે પ્રસિદ્ધ છે. પેશાવરના ઉતમંઝે ગામમાં ૧૮૯૧માં જન્મ. પ્રવેશક ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે. ૧૯૦૯માં લશ્કરમાં હિંદી કમિશન આપવામાં આવ્યું પણ તેનો અસ્વીકાર કર્યો. ૧૯૧૨માં જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેવો શરૂ કર્યો. પોતાના જ ગામમાં રાષ્ટ્રીય શાળાની સ્થાપના કરી પણ ૧૯૧૫માં તે શાળાને બંધ કરી દેવામાં આવી. રોલેટ કાયદાની ચળવળમાં અગ્ર ભાગ લીધો. અસહકારમાં ભાગ લેવા માટે તેમને પકડીને ૧૯૨૨માં ત્રણ વર્ષની સખત કેદની સજા કરવામાં આવી. ૧૯૨૮માં લખનૌમાં ગાંધીજીના અંગત પરિચયમાં આવ્યા. ૧૯૨૯માં અફગાન જીર્ગાની સ્થાપના કરી અને ખુદાઈ ખિદમતગાર તરીકે જાણીતા થયેલ લાલ ખમીસવાળા સ્વયંસેવકોની ટુકડી ઊભી કરી. સામાન્યતઃ ઝનૂની ગણાતા અફગાનોને અહિંસાના માર્ગે વાળવામાં તેણે અભૂતપૂર્વ વિજય મેળવ્યો છે. મહાસભાની સવિનયભંગની ચળવળમાં પેશાવરમાં બનેલા બનાવમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો. બે વર્ષની કેદ તેમણે ભોગવી છે.

**ખાન-નેક નામદાર આગાખાન :** જી. સી. આઈ. ઈ, જી. સી. એસ. આઈ., જી. સી. વી. ઓ. એલ. એલ. ડી. (કેમ્બ્રિજ) જન્મ ૧૮૭૫. યુરોપમાં કેળવણી લીધી છે. ૧૮૮૬માં તેમને *His Highness*નો અંગત ખિતાબ મળ્યો. ૧૮૯૭માં કે. સી. આઈ. ઈ., ૧૯૦૨માં જી. સી. આ. ઈ. અને ૧૯૧૨માં જી. સી. એસ. આઈ. ના ખિતાબ મળ્યા. ૧૯૧૬માં કેમ્બ્રિજ

યુનિવર્સિટીએ તેમને એલ. એલ. ડી. ની માનદ પદવી આપી. ચાર્દી ધારાસભાના સરકારનિયુક્ત સભ્ય; મુસલમાનોના ઈસ્માઈલી પંથના ધર્મગુરુ; તેમની પાસે પ્રખ્યાત શરતના ઘોડા છે. ડર્બી રીઝરેવિચ, એપ્સમ તથા સેંટલેજરની શરતો તે જીત્યા છે. ૧૯૨૯માં એક ફ્રેન્ચ સ્ત્રી સાથે તેમણે લગ્ન કર્યું. ગોળમેજી પરિષદના એક આગેવાન સભ્ય.

**ખાન–સર શફાત આહમદ :** જન્મ ૧૮૮૩. મુરાદાબાદની સરકારી શાળામાં, ડબ્લિનની ટ્રિનિટિ કોલેજમાં તથા લંડનની યુનિવર્સિટીમાં કેળવણી લીધી છે. અલ્લાહાબાદ યુનિવર્સિટીમાં આધુનિક ઇતિહાસના પ્રોફેસર; ૧૯૩૦–૩૨ માં ગોળમેજી પરિષદના સભ્ય; અખિલ હિંદ મુસ્લિમ–પરિષદના પ્રમુખ ૧૯૩૩–૩૪. પ્રખ્યાત ઇતિહાસજ્ઞ, કોમી પ્રતિનિધિત્વના ચુસ્ત હિમાયતી, ઇતિહાસનાં ઘણાં પુસ્તકોના લેખક.

**ખાનસાહેબ,–ડૉ :** સરહદ પ્રાંતના મહાસભાવાદી વડાપ્રધાન; 'સરહદના ગાંધી' ખાન અબ્દુલગફારખાનના મોટાભાઈ. વૈદકીય કેળવણી ઇગ્લાંડમાં લીધી. લશ્કરમાં કમિશન્ડ ઑફિસર તરીકે જોડાયા; ભાઈને મદદ કરવા મહાસભામાં તથા લાલ ખમીશની ચળવળમાં જોડાયા. અસહકારની ચળવળ વખતે તેમના ભાઈ સાથે તેમને અટકાયતમાં રાખવામાં આવ્યા હતા. વર્ષો સુધી વડી ધારાસભાના સભ્ય હતા.

**ગાયકવાડ–નામદાર મહારાજા સર સયાજીરાવ ત્રીજા :** જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલ. એલ. ડી. જન્મ ૧૦મી માર્ચ ૧૮૬૩. ૧૮૮૧માં રાજ્યવહિવટ હાથમાં લીધો. પ્રગતિશીલ રાજવી. હિંદના રાજાઓમાં તેમના જેટલા સુધારા કોઈએ દાખલ કર્યા નથી. ઘણાં પુસ્તકો લખ્યાં છે. આખા જગતમાં ખૂબ મુસાફરી કરી છે. ૨૧ તોપોની સલામી.

**ગાંધી–મોહનદાસ કરમચંદ :** જન્મ ૧૮૬૯ના ઑક્ટોબરની બીજી તારીખે. રાજકોટ, ભાવનગર તથા લંડનમાં કેળવણી લીધી. દક્ષિણ આફ્રિકામાં વકીલાત કરી. દક્ષિણ આફ્રિકામાં બોઅર

કોલેજમાં ઉચ્ચ કેળવણી લીધી. ૧૮૮૭માં બી. એ. ની પરીક્ષા માન સાથે પસાર કરી. ૧૮૮૯માં એમ. એ.ની પરીક્ષા પહેલા વર્ગમાં માન સાથે પસાર કરી. 'ધર્મબંધુ'ના તંત્રી તથા 'ઇન્ડિયન મેસેન્જર'ના ઉપતંત્રી તરીકે કામ કર્યું. ખૂબ ચિત્રોવાળા બંગાળી માસિક 'પ્રદીપ'ની સ્થાપના કરી તથા તંત્રી તરીકે ચલાવ્યું. ૧૮૯૫ના ઓકટોબરમાં અલ્લાહાબાદની કાયસ્થ કોલેજના પ્રિન્સિપાલ નિમાયા. અલ્લાહાબાદ યુનિવર્સિટીના ફેલો નિમાયા હતા. સંયુક્તપ્રાંતની માધ્યમિક કેળવણી–સુધારણા–કમિટીમાં સર એન્થની મેકડોનલે તેમની નિમણૂક કરી હતી. ૧૯૦૧માં અલ્લાહાબાદથી 'પ્રવાસી' (બંગાળાનું અગ્રગણ્ય માસિક) શરૂ કર્યું. સપ્ટેંબર ૧૯૦૬માં કાયસ્થ કોલેજના પ્રિન્સિપાલ તરીકે રાજીનામું આપ્યું. ૧૯૦૭ના જાન્યુઆરીમાં 'મોડર્ન રિવ્યુ' શરૂ કર્યું. ૧૯૦૮ના એપ્રિલમાં કલકત્તા આવ્યા ત્યારથી ત્યાંથી 'મોડર્ન રિવ્યુ' તથા 'પ્રવાસી' ચલાવે છે. હિંદનાં માસિકોમાં 'મોડર્ન રિવ્યુ'નું સ્થાન અનોખું છે. તેનો હિંદમાં ખૂબ ફેલાવો છે. કોમી ચુકાદાના કટ્ટર ટીકાકાર. હિંદુ મહાસભાના ઉપપ્રમુખ. ખૂબ પ્રભાવશાળી હિંદી પત્રકારો માંહેના એક.

ચેટરજી–શરતચંદ્ર: ડી. લિટ્. (ઢાકા) પ્રખ્યાત બંગાળી નવલકથા–લેખક હુગલિ પરગણામાં ૧૮૭૬ના ૧૮મી સપ્ટેંબરે જન્મ. સાધનના અભાવે બાળપણમાં કેળવણી મળી નહિ. પિતા પાસેથી સાહિત્યનો રસ વારસામાં મળ્યો. સત્તર વર્ષની ઉમરે વાર્તાઓ લખવાનું શરૂ કર્યું, પછી લેખનપ્રવૃત્તિનો વિચાર માંડી વાળી બર્મામાં સરકારી ઑફિસમાં ઘણાં વર્ષો નોકરી કરી. ૧૯૧૩માં લખાણથી અચાનક પ્રસિદ્ધ થયા. તેમની નવલકથાઓમાં આધુનિક બંગાળી જીવનના સામાજિક પ્રશ્નો ચર્ચાયા છે. હિંદના વર્તમાન રાજકારણના ઉલ્લેખને અંગે 'પથિર દબી' સરકારે જપ્ત કર્યું છે. તે હાલમાં જ મૃત્યુ પામ્યા છે. તેમનાં પુસ્તકોનાં જુદી જુદી ભાષાઓમાં ભાષાંતર થયાં છે.

ચેટરજી–સર અતુલ—કે. સી. એસ. આઈ., કે. સી. આઈ. ઈ., જી. સી. આઈ. ઈ., આઈ. સી. એસ. (નિવૃત્ત). જન્મ

૧૮૭૪ના નવેમ્બરની ૨૪ મી તારીખે આઈ. સી. એસ ની પરીક્ષામા પહેલા આવ્યા. ૧૯૨૫ થી ૧૯૩૧ સુધી હિંદના હાઇ કમિશ્નર. ૧૮૯૬માં સનદી નોકરીમા દાખલ થયા અને ત્યારથી હિંદી સરકારના જુદાં જુદા ખાતામાં નોકરી કરે છે. ઘણા મહત્વના પ્રસંગોએ હિંદી સરકારના પ્રતિનિધિ તરીકે કામ કર્યું છે–ખાસ કરીને વૉશિંગ્ટન અને જીનિવાની આંતરરાષ્ટ્રીય પરિષદ તથા લંડનની નૌકાપરિષદમા. ૧૯૩૨મા ઓટાવાના હિંદી પ્રતિનિધિમંડળના આગેવાન, ઇન્ડિયા કાઉન્સિલના સભ્ય

**ચટ્ટોપાધ્યાય–કમળાદેવી** · માગલોરમા ૧૯૦૩મા જન્મ દક્ષિણ કાનડાના પ્રખ્યાત સારસ્વત કુટુબમાથી ઉતરી આવેલ છે તેની નાતિમા તેનું બાળવયમા લગ્ન થયુ પણુ મદ્રાસની ક્વીન મેરી કૉલેજમા અભ્યાસ કરતા હતા ત્યારે તેના પતિનું મૃત્યુ થયું. અઢારમા તે સરોજિની નાઇડુના ભાઈ તથા કવિ હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયને મળ્યા અને બન્ને વચ્ચે મૈત્રી થઈ પરિણામે બન્નેનુ લગ્ન થયુ. મહાન વક્તા ઇગ્લંડ અને બીજા દેશોની મુસાફરી કરી છે ૧૯૨૨થી મહાસભાની પ્રવૃત્તિઓમા ભાગ લેવાની શરૂઆત કરવાને અગે એકવી વધારે વખત કેદમા ગયેલ છે.

**જયકર–મુકુંદ રામરાવ** બેરિસ્ટર બાલગંગાધર તિલકના નજદીક શિષ્ય તેમના મૃત્યુ પછી મહાત્મા ગાંધીજી સાથે જોડાયા. ૧૯૨૩મા મુંબઈ ધારાસભામા દાખલ થયા. વડી ધારાસભામા સ્વરાજ–પક્ષના આગેવાન તરીકે ખૂબ પ્રસિદ્ધ થયા. ૧૯૨૫મા ‘રિસ્પોન્સિવિસ્ટ’ પક્ષના આગેવાન સભ્ય થયા ને મહાસભામાથી નીકળી ગયા. ૧૯૩૦ના જૂનમા મહાસભા અને સરકાર વચ્ચે શાંતિ સ્થાપવા ખૂબ મહેનત કરી પણ નિષ્ફળ થયા. ગોળમેજી પરિષદના તથા ૧૯૩૩મા લડનમા ભરાયેલી હિંદી સુધારા માટેની જોઇન્ટ સિલેક્ટ કમિટિના સભ્ય હિંદની ફેડરલ કોર્ટના જજ ૧૯૩૭

**જહાંગીર–સર કાવસજી (બેરોનેટ)** . જન્મ ૧૮૭૯. મુંબઈ અને કેમ્બ્રિજની સેંટ જોન્સ કૉલેજમાં શિક્ષણ લીધું. મુંબઈ કોર-

લડાઈ તથા ઝૂલુ લડાઈ વખતે હિંદી એમ્બ્યુલન્સ ટુકડી તેમના તાબામાં હતી. ૧૯૧૫-૧૯ના સત્યાગ્રહની ચળવળ શરૂ કરી ૧૯૨૦માં અસહકાર. ૧૯૨૨માં રાજ્યદ્રોહ માટે ૬ વર્ષની સાદી કેદની સજા થઈ. મહાસભાના પ્રમુખ. ખાદીના ચુસ્ત હિમાયતી. મીઠાના કાયદાનો ભંગ કરીને અવિનય ભંગની ચળવળ ૧૯૩૦માં શરૂ કરી. ગાંધી-ઈર્વિન કરારનામા માટે તે જવાબદાર હતા. બીજી ગોળમેજી પરિષદમાં મહાસભાના પ્રતિનિધિ તરીકે ભાગ લીધો. વડાપ્રધાનના કોમી ચુકાદા સામે ઉપવાસ શરૂ કર્યા. પરિણામે પૂનાના કરારો થયા. અત્યારે હરિજનઉદ્ધારની પ્રવૃત્તિમાં રોકાયેલા છે. ગ્રામોદ્ધાર માટે બધો સમય આપવા માટે ૧૯૩૫થી રાજકારણમાં તથા મહાસભામાં સક્રિય ભાગ લેવાનું બંધ કર્યું, બંગાળના રાજકીય કેદીઓમાંના મોટા ભાગને મુક્ત કરાવવામાં ફત્તેહમંદ થયા.

**ગિડનિ—સર હેન્રિ** નાઈટ (૧૯૩૧) લેફ. કર્નલ આઈ. એમ. એસ. જન્મ ૧૮૭૩, કલકત્તા, ઑક્સફર્ડ તથા કેમ્બ્રિજમાં કેળવણી લીધી. ૧૮૯૮માં આઈ. એમ. એસ. માં દાખલ થયા, ૧૯૧૮થી 'એંગ્લો ઇન્ડિયન અને ડોમિસાઈલ્ડ યુરોપિયન એસોસીએશન'ના પ્રમુખ ગોળમેજી પરિષદના સભ્ય. ૧૯૨૧થી વડી ધારાસભાના સભ્ય.

**ગૌર—સર હરિસિંહ** ડિ. લિટ્. એમ. એ. ડી. બેરિસ્ટર એટ લૉ. જન્મ ૧૮૭૦ નાગપુરની હિસ્લોપ કૉલેજ તથા કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં કેળવણી લીધી. નાગપુર મ્યુનિસિપાલિટીના પ્રમુખ, ૧૯૧૮—૨૨ વડી ધારાસભાના ચૂંટાયેલ ડેપ્યુટી પ્રેસિડન્ટ, જોઈન્ટ પાર્લમેન્ટરી કમિટીના પ્રતિનિધિ, હિંદી સુધારાની જોઈન્ટ સિલેક્ટ કમિટીના સભ્ય (૧૯૩૩) દિલ્હી યુનિવર્સિટીના પહેલા વાઈસ ચેન્સેલર, અનેક પ્રમાણભૂત કાયદાના પુસ્તકોના લેખક (પીનલકોડ, ટ્રાન્સફર ઑફ પ્રોપર્ટી ઍક્ટ વિગેરે) નાગપુર યુનિવર્સિટીના વાઈસ ચેન્સેલર.

**ગૌબા—ખલિદ લતીફ** જન્મ ૧૮૯૯ [illegible], પહેલાં હિંદુ હતા ત્યારે કનૈયાલાલ ગૌબા તરીકે ઓળખાતા. ૧૯૩૨માં ઈસ્લામ

ધર્મ અગીઆર કર્યા કેમ્બ્રિજમાં શિક્ષણ લીધું છે, ઘણી કંપનીઓના ડિરેક્ટર, મિસ મેયોના પુસ્તક 'મધર ઇન્ડિયા'ના ઉત્તરરૂપે 'અન્કલ શૅમ' પ્રગટ કરી ખળભળાટ મચાવ્યો.

**ઘોષ-અરવિંદ** ૧૮૭૨મા કલકત્તામા જન્મ, સાત વર્ષની ઉમરે તેના માતાપિતા તેને ઇગ્લડ લઈ ગયા. સેંટપૉલ શાળા તથા કેમ્બ્રિજની કિંગ્સ કૉલેજમા કેળવણી લીધી તથા 'ક્લાસિકલ ટ્રીપો'મા પહેલા વર્ગમા આવ્યા સનદી નોકરીની પરીક્ષા પસાર કરી પણ ૧૮૯૦મા ઘોડેસ્વારીની પરીક્ષામા નિષ્ફળ નીવડ્યા વડોદરામા નોકરી કર્યા પછી બગાળામા પાછા આવી રાજકીય ચળવળમા જોડાયા તે સમયના ખૂબ ફેલાવો પામેલા રાષ્ટ્રીય દૈનિક 'વદેમાતરમ્'ના પહેલા તત્રી અલીપોર બૉમ્બ કેસમા પકડાયા, પરતુ ક્રાતિકારી ચળવળ માટે હથિયાર પૂરા પાડનારા કાવતરાના તહોમતમાથી તે છૂટી ગયા રાજદ્રોહી લખાણ માટે તેમને પકડવા માટે ૧૯૧૦ના વોરટ નીકળ્યુ પણ તે ફ્રેન્ચ મુલક પોંડીચેરીમા પહોંચી ગયા રાજકારણનો સતત ત્યાગ કરી આજ સુધી ઈશ્વરની શોધમા સમય ગાળે છે પોંડીચેરીમા આશ્રમ સ્થાપ્યો છે. જ્ઞાનપિપાસુઓ ત્યા મોટી સખ્યામા જાય છે તેમણે ઘણા ધાર્મિક પુસ્તકો લખ્યા છે

**ચિંતામણિ-સી વાય** જન્મ ૧૮૮૦ના એપ્રિલની ૧૦, અલ્લાહાબાદના લીડર પત્રના મુખ્ય તત્રી યુક્તપ્રાતની ધારાસભાના ઘણી વખત સભ્ય ૧૯૨૧-૨૩મા યુક્તપ્રાતના કેળવણી તથા ઉદ્યોગ ખાતાના પ્રધાન બીજી ગોળમેજી પરિષદના પ્રતિનિધિ રાષ્ટ્રીય લિબરલ પક્ષના અગ્રગણ્ય સભ્ય યુક્તપ્રાતની લિબરલ એસોસીએશનના પ્રમુખ હિંદના લિબરલ ફેડરેશનના બે વખત પ્રમુખ

**ચેટરજી-રામાનંદ** મૉડર્ન રિવ્યુ' તથા 'પ્રવાસી'ના તત્રી પ્રસિદ્ધ અધ્યાપકોના કુટુબમા બાકુરામા ૧૮૬૫ના મે માસમા જન્મ, બાકુરા જિલ્લાની શાળામા કેળવણી ૧૮૮૩ની પ્રવેશક પરીક્ષામા ચોથે નબરે આવ્યા પ્રેસિડેન્સી, સેંટ ઝેવિયર્સ અને સીટી

પોરેશનના સભ્ય ૧૯૦૪–૨૧. મુંબઈ કોર્પોરેશનના પ્રમુખ ૧૯૧૯–૨૦; મુંબઈની ધારાસભાના સભ્ય, થોડો સમય મુંબઈની કારોબારી સભાના સભ્ય. વડી ધારાસભાના સભ્ય ૧૯૩૦. કાવસજી જહાંગીર એન્ડ કંપની લીમીટેડના ભાગીદાર.

**જોશી—એન. એમ.** : જન્મ ૧૮૭૯, પૂનામાં કેળવણી લઈ બી. એ. થયા. વડી ધારાસભાના સભ્ય. હિંદ–સેવક–સમાજના અગ્રગણ્ય સભ્ય ૧૯૧૯–૨૩. મુંબઈ કોર્પોરેશનના સભ્ય ૧૯૨૧,૧૯૨૫. ૧૯૨૭, ૧૯૩૧ અને ૧૯૩૫માં વડી ધારાસભામાં સરકાર–નિયુક્ત મજૂરોના પ્રતિનિધિ. ૧૯૨૯–૩૧માં મજૂરો માટેના શાહી કમિશનના સભ્ય. ૧૯૩૦–૩૨માં ગોળમેજી પરિષદના સભ્ય. જીનિવામાં ભરાયેલ આંતરરાષ્ટ્રીય મજૂર–પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે ઘણી વખત ગયા છે.

**ઝીણા—મહમદઅલી** : બેરિસ્ટર. કરાંચીમાં ૧૮૭૬માં જન્મ. સર દિનશા પીટીટનાં પુત્રી સાથે લગ્ન. મુંબઈ હાઈકોર્ટના પ્રસિદ્ધ વકીલ (૧૯૦૬). અત્યારે અગ્રગણ્ય રાજનીતિજ્ઞ તથા મુસલમાનોના પ્રસિદ્ધ નેતા. ૧૯૧૦ થી વડી ધારાસભાના સભ્ય. દાદાભાઈ નવરોજીના ૧૯૦૬માં સેક્રેટરી હતા. તેમની પાસેથી રાજકારણની દીક્ષા મળી. શાહી વડી ધારાસભાના સભ્ય ૧૯૧૦. હિંદી મહાસભામાં જોડાઈને તેના અગ્રગણ્ય સભ્ય થયા. સરકારના કડક ટીકાકાર. રોલેટ કાયદો પસાર થવા સામે વિરોધ દર્શાવવા ધારાસભામાંથી રાજીનામું આપ્યું. મહાસભાની નીતિ સાથે મતભેદ થવાથી તેનો ત્યાગ કર્યો. અખિલ હિંદ મુસલિમ-લીગના આગળ પડતા સભ્ય. કોમીવાદના કટ્ટર વિરોધી હતા પણ પોતાના ૧૪ મુદ્દા બહાર પાડી તે તરફ વલણ દર્શાવ્યું છે. ગોળમેજી પરિષદના સભ્ય. મુસ્લિમ–લીગના પ્રમુખ ૧૯૩૪.

**ટાગોર—અવનીન્દ્રનાથ** : સી. આઈ. ઈ. કળાકાર. બંગાળની કળાના પુનરુદ્ધારના નેતા. હિંદી કળાકારોના અગ્રણી. જન્મ ૭ મી ઑગસ્ટ ૧૮૬૧. રાજા દ્વારકાનાથ ટાગોરના પૌત્ર અને સ્વ. બાબુ ગુણેન્દ્રનાથ ટાગોરના ત્રીજા પુત્ર. કવિ રવીન્દ્રનાથ ટાગોરના

ભત્રીજા. કલકત્તાની સંસ્કૃત કૉલેજમાં તથા ઘેર ખાનગી શિક્ષણ લીધું. ઇટાલિયન કળાકાર સિનોર ગિન્હાર્ડી તથા મિ. પામર પાસેથી યુરોપિયન કળા શીખ્યા. પણ થોડા સમય પછી યુરોપિયન ઢબનાં ચિત્રો છોડી દઈ પ્રાચીન હિંદુ તથા મોગલ કળાનો અભ્યાસ કરી તેનો ઉદ્ધાર કર્યો. તેમની વિરુદ્ધ ખૂબ ટીકાઓ થઈ હતી. તેમનું મુખ્ય કાર્ય હિંદી કળાનો પુનરુદ્ધાર કરવાનું છે. ૨૦૦ થી વધારે ચિત્રો દોર્યાં છે તેમાં કદાચ નીચેનાં ત્રણ ખૂબ પ્રસિદ્ધ છે "વિરહી યક્ષ" 'શાહજહાનનું મૃત્યુ' તથા 'અશોકની રાણી.' તેમને ઘણા શિષ્યો છે. તેમાંના મુખ્ય નંદલાલ બોઝ ઇ. શીમલા, મુંબઈ, દિલ્હી, લાહોર, મદ્રાસ, કલકત્તા, લંડન તેમ જ પારિસમાં તેમનાં ચિત્રોનું પ્રદર્શન ભરવામાં આવ્યું છે. ઘણાં ચંદ્રકો તથા પહેલાં ઇનામો મળ્યાં છે. ૧૯૦૫ થી ૧૬ સુધી કલકત્તાની સરકારી આર્ટ-સ્કૂલના વાઇસ પ્રિન્સિપાલ તથા પાછળથી પ્રિન્સિપાલ હતા. ૧૯૧૨માં સી. આઈ. ઈ. નો ઇલ્કાબ મળ્યો. પૌર્વાત્ય કળાની હિંદી સોસાયટીના સ્થાપક. પુસ્તકો, ભારત શિલ્પ (બંગાળી) રાજકહાણી, (રાજસ્થાનના ઇતિહાસની આકર્ષક ટૂંકી વાતો), ક્ષિરેર પુતુલ, શકુન્તલા, ભુતપત્રી અને નાલક (બંગાળી બાળકો માટે વાર્તાઓ) 'આર્ટિસ્ટિક એનેટોમિ' (૧૯૧૬).

ટાગોર-સર રવીન્દ્રનાથ : નાઈટ. ડી. લિટ્, કવિ. જન્મ કલકત્તામાં ૬ મે ૧૮૬૧. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના સૌથી નાના પુત્ર તથા દ્વારકાનાથ ટાગોરના પૌત્ર. થોડો સમય કલકત્તાની ઓરિયન્ટલ સેમિનરિમાં તથા સેંટ ઝેવિયરની શાળામાં અભ્યાસ કર્યા બાદ ઘેર ખાનગી શિક્ષણ લીધું. સત્તરમા વર્ષે પહેલી વાર ઇંગ્લંડ ગયા અને ત્યાં થોડો સમય લંડનની યુનિવર્સિટી કૉલેજમાં અભ્યાસ કર્યો. કવિતા, નવલકથાઓ, નવલિકાઓ, સાહિત્ય ઉપર નિબંધો તથા ધર્મ, કળા, રાજકારણ, કેળવણી પર અનેક પુસ્તકો લખ્યાં છે. ઉપરાંત ૧૮૯૪માં માસિકો વિગેરેમાં અસંખ્ય ગીતો તથા પૌર્વાત્ય શોધખોળ પર લેખો લખ્યાં છે. ત્રણ બંગાળી માસિકો 'ભારતી', 'સાધના' તથા 'બંગદર્શન'ના અધિ-

પતિ હતા. ૧૯૦૦માં બોલપુર શાળાની સ્થાપના કરી. બંગાળની રાષ્ટ્રીય હિલચાલના આદ્ય પ્રેરક. પહેલી બંગાળી સાહિત્યપરિષદના પ્રમુખ ૧૯૦૬ બંગાળ પ્રાંતીય (રાજકીય) પરિષદના પ્રમુખ ૧૯૦૭. ૧૯૧૨મા ઇંગ્લંડ ગયા અને પોતાના ગીતોનું 'ગીતાંજલિ' નામથી અંગ્રેજી ભાષાંતર પ્રગટ કર્યું. ૧૯૧૩ના નવેમ્બરમા સાહિત્ય માટેનું નોબેલ પારિતોષક મળ્યું. ૧૯૧૪મા કલકત્તામા યુનિવર્સિટીએ 'ડૉક્ટર ઑફ લિટરેચર'ની માનદ પદવી આપી તે જ વર્ષમા સરકારે તેમને નાઇટ બનાવ્યા. ૧૯૧૫-૧૬મા જાપાન અને અમેરિકાના જાહેર ભાષણો આપ્યા. તેમણે યુરોપ, અમેરિકા, જાપાન, ડચ ઇસ્ટ ઇંડિઝ, ઇરાન, ચીન અને જગતના બીજા ભાગોની મુલાકાત લીધી છે. તેમનાં કાવ્યો તથા લખાણોનું જગતની બધી ભાષાઓમા ભાષાંતર થયું છે. ૧૯૩૧ના ૭૦મા જન્મ દિવસે જગતભરનાથી તેમને મુબારકબાદીના સંદેશા મળ્યા હતા અને આખા હિંદમા રવીન્દ્ર-જયંતિ ઊજવવામા આવી હતી.

**ટેરેલ-સર કુર્ટની** : જન્મ ૧૮૮૧ માર્ચ ૩૧. પ્રખ્યાત વકીલ ટામસ ટેરેલના પુત્ર. બ્રાઇટન ગ્રામર સ્કૂલના કેળવણી લીધી. ત્યાંથી મેટ્રીક થયા. ગ્રેઝ ઇનમા કાયદાનો અભ્યાસ કર્યો. ૧૯૦૨ના મે માસમા બેરિસ્ટર થયા. તેમની વકીલાત ધીકતી ચાલવા લાગી અને ઇંગ્લંડના પ્રસિદ્ધ વકીલોમા ગણના થવા લાગી. પટણા હાઇકોર્ટના વડા જજ તરીકે જગ્યા લીધા પહેલા બેરિસ્ટર તરીકે વકીલાત કરી. યુદ્ધ દરમિયાન ખૂબ આગળ પડતો ભાગ લીધો. મહાન વકીલ હોવા ઉપરાંત, વૈદકશાસ્ત્ર, એન્જિનીઅરીંગ, કેટાગ્રાફી વિગેરેનું સમગ્ર જ્ઞાન ધરાવે છે. ઇંગ્લંડમા હતા ત્યારથી જ હિંદ બાબતમા રસ લેતા હતા. પૂર્વ અને પશ્ચિમનો સુમેળ સાધવા માટે લૉર્ડ રીડીંગે સ્થાપેલ સોસાઇટી સાથે તે સંકળાયેલ હતા. તેમના પુસ્તકો-ટેરેલ ઑન પેટન્ટ્સ, નોટ્સ ઑન મિલિટરી લૉઝ.

**દાદાભાઈ . ઑન. સર. એમ. બી. નાઇટ.** જન્મ ૧૮૬૫ સેંટ ઝેવિયર કાૅલેજમા કેળવણી લીધી. ૧૮૮૭મા બેરિસ્ટર (મિડલ-

ટેમ્પલ) થયા. મુંબઈ હાઈકોર્ટના એડવોકેટ ૧૮૮૭ મુંબઈ કારપોરેશનના સભ્ય ૧૮૮૯–૯૦, નાગપુરમા સરકારી એડવોકેટ ૧૮૯૧ ફિસ્કલ કમિશનના સભ્ય ૧૯૨૧. ક્રુડિયામણ અને મહેસૂલનબધીના શાહીકમિશનના સભ્ય ૧૯૨૫–૨૬ ઇમ્પિરિયલ બેન્ક ઓફ ઇન્ડિયાના મગવર્નનિયુક્ત ગવર્નર. વાઇસરોયની ધારાસભાના સભ્ય ૧૮૦૮–૧૨, ૧૯૧૪–૧૭, રાજ્યમંત્રીમડળના ચૂટાયેલ સભ્ય ગોળમેજી પરિષદના સભ્ય ૧૯૩૧ વગેરે જાહેર કંપનીઓના ડીરેક્ટર, રાજ્યમ ત્રીમ ડળના પ્રમુખ

**દેસાઈ–ભુલાભાઇ જે.** એમ એ. એલ. એલ બી જન્મ ૧૮૭૭. મુંબઈમા કેળવણી લીધી એલ્ફિન્સ્ટન કૉલેજમાથી ગ્રેજ્યુએટ થયા. એડવોકેટ થયા. થોડો વખત એડવોકેટ–જનરલ રહ્યા હતા ૧૯૨૬. ૧૯૨૮મા બારડોલી સત્યાગ્રહ વખતે બ્રુમફિલ્ડ કમિટી સમક્ષ ખેડૂતો તરફથી હાજર થયા હતા ૧૯૩૨મા સવિનય ભગની ચળવળમા જોડાયા ને રૂ. ૧૦,૦૦૦ નો દડ તથા સજા થઈ પાર્લામેન્ટરી બોર્ડ સ્થાપવામા સક્રિય ભાગ લીધો. બોર્ડના સામાન્ય મત્રી તથા ખજાનચી થયા ગુજરાત તરફથી વડી ધારાસભામા ચૂટાયા. વડી ધારાસભામા વિરોધ–પક્ષના નેતા, કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડના પ્રમુખ.

**દુલીપસિંહજી–કુમારશ્રી** . જન્મ ૧૯૦૫ના જૂનની ૧૩મી તારીખે. પ્રખ્યાત ક્રિકેટર નવાનગરના સ્વ. જામસાહેબ રણજીતસિહજીના ભત્રીજા. જગતના 'બેટ્સમેન'માહેના એક. અત્યાર સુધી તેમણે ૫૦ સદી નોધાવી છે. ૧૯૩૧મા ઉપરાઉપરી ૪ તથા એક પછી એક ઇનિંગ્ઝમા બે વખત ત્રણ સદી નોધાવી છે. તમ ॥ વધારેમા વધારે 'રન' સાઈટનમા ૧૯૩૦મા નોર્ધન્ટસ સામે એક દિવસમા ૩૩૩ થયા હતા. ૧૯૨૯મા દક્ષિણ આફ્રિકા સામેના ફર્સ્ટ ટેસ્ટમા તે પ્રથમવાર રમ્યા પછીના વર્ષે ઓસ્ટ્રેલિયનો સામે તે ૪ ટેસ્ટમા રમ્યા તેમા પહેલા લોર્ડઝ ખાતેના મેચમા ૧૭૩ રન કર્યા. ૧૯૩૧મા તે સસેક્સના કેપ્ટન થયા પણ ૧૯૩૨ની આખરે માદગીને અગે તે જગ્યા

છોડી દીધી. હવે તો તે ચોક્કસપણે પ્રથમ પંક્તિની ક્રિકેટમાંથી નિવૃત થયા છે.

**નરીમાન–કે. એફ્.** : પરણ્યા નથી. ૧૮૮૫માં થાણા (મુંબઈ)માં મધ્ય સ્થિતિના પારસી કુટુંબમાં જન્મ. ગ્રેજ્યુએટ થયા પછી પોલીસ-કોર્ટમાં દુભાષિયા તરીકે જીવન શરૂ કર્યું. કાયદાની ડીગ્રી મેળવ્યા પછી ફોજદારી વકીલ તરીકે જીવન શરૂ કર્યું. થોડાં વર્ષો પછી મુંબઈ કોરપોરેશનમાં સભ્ય ચૂંટાયા. ૧૯૨૪–૨૫માં ધારાસભાની ચૂંટણીમાં ઊભા રહ્યા ને બધા ઉમેદવારોમાં પહેલા આવ્યા. મુંબઈ સ્વરાજ્ય–પક્ષના આગેવાન થયા. મુંબઈના ખીલવણીખાતામાં થયેલ લાંચ–રુશવતના તેમણે મૂકેલા આરોપો માટે સરકારે તેમની સામે કામ ચલાવ્યું અને દાવે નરીમાન કેસથી ખુબ પ્રસિદ્ધ થયા. તેમાંથી તે માનસહિત છૂટી ગયા. ૧૯૨૪–૨૫માં મુંબઈમાં યુવકસંઘની સ્થાપના કરી. ૧૯૨૮માં અખિલ હિંદ યુવક પરિષદની પ્રથમ બેઠકના પ્રમુખ ચૂંટાયા. ૧૯૨૯થી રાષ્ટ્રીય મહાસભામાં સક્રિય ભાગ લેવાનું શરૂ કર્યું અને તે જ સાલમાં મુંબઈ પ્રાંતિક કોંગ્રેસ કમિટીના પ્રમુખ ચૂંટાયા. ૧૯૩૦માં સવિનયભંગની ચળવળમાં ભાગ લીધો અને પોતાની ધીકતી વકીલાત થોડા સમય માટે છોડી દીધી. તેમને પકડીને અનેક વખત કામ ચલાવવામાં આવ્યું છે. કરાંચી મહાસભામાં તે વર્કિંગ કમિટીના સભ્ય ચૂંટાયા. ૪૮મી હિંદી રાષ્ટ્રીય મહાસભાની મુંબઈની બેઠકમાં સ્વાગત–પ્રમુખ હતા. ૧૯૩૫માં મુંબઈના મેયર ચૂંટાયા.

**નવાબ–પટાઉડીના** : જન્મ ૧૯૧૦માં. ક્રિકેટની આલમની પ્રખ્યાત વ્યક્તિ. લાહોરની ચીફ્સ કોલેજમાં કેળવણી લઈ ૧૯૨૭માં ઓક્સફર્ડ ગયા. ત્યાં 'બ્લ્યુ' મેળવી છે. હોકી અને બિલિયર્ડમાં પણ 'બ્લ્યુ' મેળવી છે. ૧૯૩૪માં ઓસ્ટ્રેલિયા સામેના એક ટેસ્ટમેચમાં રમ્યા છે. વુર્સેસ્ટરશાયર ક્રિકેટ ક્લબના સભ્ય. ટેસ્ટમેચમાં ઇંગ્લાંડ વતી રમ્યા છે.૧૯૩૪માં પહેલી ઇંગ્લિશ ક્રિકેટ એવરેજમાં ૧૦૨ રન કર્યા છે. ૧૯૩૬ની ઇંગ્લંડની હિંદી ટીમના કેપ્ટન.

**નવાબ-ભોપાળના** (નામદાર સિકંદર સાવલત નવાબ ઈફ્તિકરૂલ-મુલ્ક મહમદ હમીદુલ્લાખાન બહાદુર જી. સી. આઈ. ઈ.) ઈ ૧૯૨૬મા તેમની માતા નામદાર નવાબ સુલ્તાના જહાન બેગમના સ્વૈચ્છિક ગાદીત્યાગને અંગે તે ગાદી પર આવ્યા. જન્મ સપ્ટેબર ૧૮૯૪. હિંદી રાજ્યોના લોકપ્રિય શાસકોમાહેના એક. ગોળમેજી પરિષદમા હિંદુ-મુસલમાનના મતભેદનો નિવેડો લાવવા માટે ખૂબ યત્ન કર્યો. અચ્છા ખેલાડી.

**નવાઝ બેગમ-જહાનશાહ:** મુસલમાન જન્મ એપ્રિલ ૧૮૯૬. સર મહમદ શફીના પુત્રી. ક્વીન મેરી કોલેજ લાહોરમા કેળવણી લીધી ૧૯૦૭થી જગતના બનાવોમા ભાગ લેવો શરૂ કર્યો. અખિલ હિંદ મુસ્લિમ-લીગની કાઉન્સિલમા સ્ત્રીજાતિના પહેલા મુસલમાન પ્રતિનિધિ. ૧૯૩૦-૩૨મા ગોળમેજી પરિષદના સ્ત્રી-પ્રતિનિધિ. લાહોર મ્યુનિસિપલ કમિટીના પહેલા મુસ્લિમ સ્ત્રી-સભ્ય. જોઈન્ટ સિલેક્ટ કમીટીના સભ્ય. ૧૯૩૨મા રાષ્ટ્રસઘે મદદકર્તા તરીકે આમત્રણ આપ્યુ હતુ.

**નાઈડુ-મિસિસ સરોજિની** હિંદુ બગાળી ઈ સ. ૧૮૭૯ના ફેબ્રુઆરીમા દક્ષિણ હૈદ્રાબાદમા જન્મ લડન અને કેમ્બ્રિજમા શિક્ષણ લીધુ. મહાસભાના પહેલા હિંદી સ્ત્રી-પ્રમુખ હિંદની સ્ત્રી-જાગૃતિના આગેવાન દેશને માટે અનેક વખત જેલમા ગયા છે હિંદી સરકારે દક્ષિણ આફ્રિકા મોકલેલ પ્રતિનિધિ-મડળીના એક સભ્ય ૧૯૩૨ હૈદ્રાબાદમા જળપ્રલય વખતે રાહત આપવા કરેલ કાર્ય માટે શહેનશાહ એડવર્ડે કૈસરે હિંદનો સોનાનો ચાદ આપ્યો હતો મહાન કવિયિત્રી તેના પુસ્તકોના અનેક ભાષામા ભાષાતર થયા છે. 'બર્ડ ઑફ ટાઇમ' તથા 'ગોલ્ડન થ્રેશોલ્ડ' જેવા અનેક પુસ્તકોના લેખક ૧૯૩૧ની ગોળમેજી પરિષદના પ્રતિનિધિ. રૉયલ સોસાયટી ઑફ લિટરેચરના ફેલો (૧૯૧૪). રાષ્ટ્રીય મહાસભામા ૧૯૧૫મા દાખલ થયા. મહાત્મા ગાધીના ચુસ્ત અનુયાયી. હિંદના એક પ્રસિદ્ધ સ્ત્રી

**નાયડુ-મેજર કોટરી કનકૈયુ** જન્મ ૧૮૯૫ના ઓક્ટોબર ની ૩૧મી તારીખ જગતના આગળ પડતા બેટ્સમેન માહેના એક. 'ઇડિયન

બ્રેડમેનનો ખિતાબ મેળવ્યો છે તેમની ક્રિકેટની શરૂઆતની પ્રવૃત્તિ નાગપુરની હિસ્લોપ કોલેજિયટ હાઈસ્કૂલમાં થઈ આ બાજુના કેપ્ટન-૫૬ તેમણે જરા મોડું લીધું અને તે જ સમયે મોદી ક્રિકેટ ક્લબની આગેવાની લીધી ૧૯૧૬થી તે મુંબઈની ચતુરંગી મેચમાં અગ્રણી ગણાય છે અને તે મેચોમાં ૧૦૦૦નો આંકડો મેળવનાર તે પહેલા હતા આ ઉપરાંત તે મધ્યપ્રાંત તથા મદ્રાસ તરફથી રમ્યા છે અને વિઝિયાનગ્રમ્ ટીમ સાથે મુસાફરી કરી છે ૧૯૩૨માં હિંદી ટીમ જ્યારે જતાની ટીમ તેમની આગેવાની હેઠળ ઇંગ્લાંડ ગઈ અને ૧,૦૦૦થી વધારે રન કર્યા બીજે વર્ષે અખિલ હિંદ પાર્ટી તરફથી તે ઇંગ્લાંડ ગયા ત્યારે ત્યાંની પરિસ્થિતિથી તે સંપૂર્ણ રીતે વાકેફ હતા ઘણા ખરા મેચોમાં કેપ્ટનની જવાબદારી તેમના પર પડતી અને તેમણે ૧૯૪૨ રનનો રાજ્ય નોંધ્યો તેમાં ૬ સદીનો સમાવેશ થતો હતો બોલર તરીકે તેમણે અસાધારણ કુશળતા બતાવી અને ૭૦ વિકેટ લીધી તેમની કારકીર્દિ દરમિયાન તેમણે ૧૦૦ સદી નોંધાવી છે ઇંદોરના મહારાજા હોલ્કરના એ. ડી. સી છે હોકી ટેનિસ, સ્વિમિંગ ફૂટબોલ તથા બિલિયર્ડઝમાં તેમણે આગળ પડતો ભાગ લીધો છે નૃત્ય તેમનો પ્રિય વિષય છે

**નાટેસન—જી. એ.** દીવાનબહાદુર જન્મ ૧૮૭૪ જી એ નાટેસન કંપનીના માલિક 'ઇન્ડિયન રિવ્યુ'ના અધિપતિ મદ્રાસ યુનિવર્સિટીના ફેલો તથા મદ્રાસ કોર્પોરેશનના ૨૫ વરસથી સભ્ય ૧૯૨૧-૨૫, ૧૯૨૭-૧૯૩૧, ૧૯૩૩માં રાજ્યસભાના સરકાર-નિયુક્ત સભ્ય હિંદના નેશનલ લિબરલ ફેડરેશનના જોડિયા મંત્રી કલકત્તાની ટેરિફ બોર્ડના સભ્ય ૧૯૩૦-૩૪

**નિઝામ-હૈદ્રાબાદ તથા વરાડના** નામદાર જી સી. એસ આઈ (૧૯૧૧) જી બી ઈ (૧૯૧૭) જન્મ ૧૮૮૬ હિન્દના આગેવાન રાજા ૨૧ તોપોની સલામી મળે છે મુલકનો વિસ્તાર ૮૩ ૦૦૦ ચોરસ માઈલ રાજ્યમાં ઘણા સુધારા કર્યા છે ઉસ્માનિયા યુનિવર્સિટી સ્થાપી છે, તમાં દેશી ભાષા દ્વારા

શિક્ષણ આપવામાં આવે છે. ગયા વિશ્વયુદ્ધમાં લગભગ ૨ કરોડ રૂપિયાનો ફાળો આપ્યો હતો.

**નૂન-મલિક સર ફિરોઝખાન :** નાઈટ : જન્મ ૧૮૯૩, લાહોરની એટકિસન ચીફ્સ કૉલેજમાં તથા ઑક્સફર્ડની વાડ્હામ કૉલેજમાં શિક્ષણ લીધું, બૅરિસ્ટર થયા. નવ વર્ષ વકીલાત કરી. પછી પંજાબ સરકારના પ્રધાન નિમાયા ૧૯૨૭. ત્યાં ૧૯૩૬ સુધી રહ્યા. ૧૯૨૦થી પંજાબની ધારાસભાના ચૂંટાયેલ સભ્ય; કુશળ ગોળીબાજ છે. ગૉલ્ફ અને ટેનિસ રમે છે. અત્યારે હિંદના હાઈ કમિશ્નર છે.

**નેહરુ-પંડિત જવાહરલાલ :** જન્મ ૧૮૮૯. હૅરો સ્કૂલ તથા કેમ્બ્રિજની ટ્રિનિટિ કૉલેજમાં કેળવણી લીધી છે. બૅરિસ્ટર. મહાસભાના સામાન્ય મંત્રી હતા. ૧૯૨૯-૩૦માં મહાસભાના પ્રમુખ. ૧૯૧૮ થી અખિલ હિંદ મહાસભા મંડળના સભ્ય. યુરોપ અને સોવિયેટ રશિયામાં ખૂબ ફર્યા છે; મહાસભા તથા અસહકારની ચળવળને અંગે અનેક વખત જેલમાં ગયા છે. રાષ્ટ્રીય મહાસભાની ૧૯૩૫ તથા ૧૯૩૬ની બેઠકના પ્રમુખ. સિરનામું-આનંદ ભુવન, અલ્લાહાબાદ.

**પટેલ-વલ્લભભાઈ સરદાર :** નડિયાદમાં મૅટ્રિકની પરીક્ષા પસાર કર્યા બાદ યુનિવર્સિટીની કેળવણી લઈને ડીસ્ટ્રિક્ટ પ્લીડર થયા અને પંચમહાલ પ્રાંતના ગોધરા શહેરમાં વકીલાત શરૂ કરી. ઇંગ્લંડ ગયા અને બૅરિસ્ટર થઈને હિંદ પાછા આવ્યા. અમદાવાદમાં વકીલાત કરતાં મહાત્મા ગાંધીના સહવાસમાં આવ્યા અને તેમના જીવનમાં પલટો થયો. તેમણે ઘણી રાજકીય લડતોમાં ભાગ લીધો છે, એટલું જ નહિ પણ અજાયબ વ્યવસ્થાશક્તિને અંગે વિજય પ્રાપ્ત કર્યો છે. દા. ત. ખેડા સત્યાગ્રહ, નાગપુર ધ્વજસત્યાગ્રહ, બોરસદની ના-કરની લડત અને છેલ્લે બારડોલી ના-કરની લડત. અમદાવાદ શહેર-સુધારણામાં તથા ગુજરાતની રેલ વખતે રચનાત્મક કાર્ય કર્યું છે. હિંદી રાષ્ટ્રીય મહાસભાની ૪૫ મી બેઠકના પ્રમુખ. ઘણી વખત જેલમાં ગયા છે.

**પતિયાળાના મહારાજા** : લેફ્ટેનન્ટ જનરલ નામદાર ફર્ઝંદે-ખાસ, દૌલતે ઇગ્લિશિયા, મન્સુર અલ ઝમાન અમીર ઉલ ઉમરા મહારાજાધિરાજ રાજરાજેશ્વર શ્રી મહારાજા રાજગણુ સર ભુપીન્દર સિંઘ મોહીન્દર બહાદુર યદુવંશ વતંસ ભટ્ટી કુલં-ભૂષણ, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., જી. સી. વી. ઓ. જી. બી. ઈ. એ. ડી. સી. જન્મ ૧૮૯૧, કાયમને માટે ૧૯ તોપોની સલામી મળે છે. ૧૯૧૮ના જૂનમાં શાહી યુદ્ધ-કેબિનેટમાં હિંદના રાજાઓના પ્રતિનિધિ. ૧૯૨૫ માં રાષ્ટ્ર-સંઘમાં હિંદી રાજાઓના પ્રતિનિધિ. ૧૯૨૬, ૧૯૨૭, ૧૯૨૮ ૧૯૨૯, ૧૯૩૦ તથા ૧૯૩૩ માં ચેમ્બર ઑફ પ્રિન્સિઝના ચાન્સેલર ચૂંટાયા હતા. રાજ્યની કુલ આવક દોઢ કરોડ રૂપિયાની છે.

**પેટ્રો–સર એ. પી.** : (નાઈટ ૧૯૨૪) મદ્રાસની ધારાસભાના સભ્ય ૧૯૨૧. દક્ષિણ હિંદ લિબરલ પરિષદના પ્રમુખ ૧૯૨૭. અખિલ હિંદ જસ્ટિસ–પક્ષના પ્રમુખ; જસ્ટિસ–પક્ષના મદ્રાસના આગેવાન. મદ્રાસ સરકારના પ્રધાન (૧૯૨૧–૨૭). ૧૯૩૦ની દિલ્હી ઐક્ય-પરિષદના પ્રમુખ. ગોળમેજી પરિષદના પ્રતિનિધિ ૧૯૩૧–૩૨. જોઈન્ટ સિલેક્ટ કમિટીના સભ્ય ૧૯૩૩. રાષ્ટ્રસંઘમાં ગયેલ પ્રતિનિધિ ૧૯૩૧.

**પન્નિરસેલ્વલમ–રાવબહાદુર એ. ટી.** : જન્મ ૧૮૮૮. તાન્જોરમાં પબ્લિક પ્રોસિક્યુટર નિમાયા; ગોળમેજી પરિષદના સભ્ય; ૧૯૩૦થી મદ્રાસની ધારાસભાના સભ્ય; હાલમાં મદ્રાસ સરકારના કાયદાના સભ્ય.

**પુરુષોત્તમદાસ ઠાકુરદાસ** : સર. સી. આઈ. ઈ., એમ. બી. ઇ. જન્મ ૧૮૭૧ના મેની ૩૦મી તારીખે; મુંબઈની એલ્ફિન્સ્ટન કોલેજમાં કેળવણી લીધી છે. નાની વયથી મુંબઈના જાહેર જીવનમાં ભાગ લેવાની શરૂઆત કરી. ૧૯૧૧માં કૈસરે હિંદનો ચાંદ મળ્યો. ૧૯૨૮માં સી. આઈ. ઈ. થયા અને ૭ વર્ષ પછી નાઈટ થયા. અનેક ધંધાદારી પ્રવૃત્તિમાં રોકાયેલ છે. ઈસ્ટ ઇન્ડિયા

કૉટન એસોસીએશનના પ્રમુખ હતા. રિઝર્વ બેંકના ડીરેક્ટર. ૧૯૩૦માં મુંબઈના શેરીફ હતા.

**પોચખાનાવાલા–સર એસ. એન.** : નાઈટ (૧૯૩૪) જન્મ ૧૮૮૧. સેન્ટ્રલ બેંક ઑફ ઇન્ડિયાના મેનેજીંગ ડીરેક્ટર. ૧૯૩૪ના સીલોન બેંકીંગ કમિશનના પ્રમુખ. થોડા માસ પહેલાં લંડનમાં હિંદી એક્સ્ચેન્જ બેંકની સ્થાપના કરી હતી. તેમના મૃત્યુ બાદ તે એક બીજી બેંક સાથે જોડાઈ ગઈ છે.

**પ્રકાશમ–ટી.** : બાર-એટ-લૉ. આગેવાન અસહકારી. અસહકારની ચળવળને અંગે ધીકતી પ્રેક્ટીસ છોડી દીધી. ૧૯૨૬માં વડી ધારાસભાના સભ્ય. ૧૯૩૦માં તે જગ્યાનું રાજીનામું આપ્યું. અનેક વખત કેદ પકડાયા છે.

**પ્રાંજપે–આર.પી** : જન્મ ૧૮૭૬ના ફેબ્રુઆરી ૬. એમ. એ. (કેન્ટબ) ડી. એસ. સી. (ઓનર્સ, કલકત્તા) લખનૌ યુનિવર્સિટીના વાઈસ ચેન્સેલર. પૂનાની ફર્ગ્યુસન કૉલેજ તથા કેમ્બ્રિજની સેંટ જહોન્સ કૉલેજમાં કેળવણી લીધી. ૧૮૯૯માં કેમ્બ્રિજમાં સિનિયર રેંગ્લર; ૧૯૦૨–૨૬ ફર્ગ્યુસન કોલેજના પ્રિન્સિપાલ અને પ્રોફેસર; ૧૯૨૧–૨૩ અને ૧૯૨૯માં મુંબઈમાં કેળવણીખાતાના પ્રધાન. ઇન્ડિયન નેશનલ ફેડરેશનના પ્રમુખ. ૧૯૦૫–૨૭ મુંબઈ યુનિવર્સિટીના ફેલો. ૧૯૧૩–૧૬ મુંબઈની ધારાસભાના સભ્ય ૧૯૨૭–૩૨ ઇન્ડિયા કાઉન્સિલના સભ્ય.

**પંડિત–મિસિસ વિજયાલક્ષ્મી** : પંડિત જવાહરલાલ નેહરુનાં બેન. સંયુક્ત પ્રાંતનાં પહેલાં સ્ત્રી–પ્રધાન, હિંદભરમાં પણ પહેલાં સ્ત્રી–પ્રધાન. ચુસ્ત રાષ્ટ્રવાદી હોઈ ૧૯૩૦ તથા ૧૯૩૨માં મહાસભામાં સક્રિય ભાગ લીધો હતો. અલ્લાહાબાદમાં સ્ત્રી–સ્વયંસેવિકાઓની યોજના કરી અને ચળવળ દરમિયાન પિકેટીંગ કર્યું. ૧૯૩૦ તથા ૧૯૩૨ની ચળવળ વખતે તેમને બે વખત કેદમાં પૂરવામાં આવ્યાં હતાં. સંયુક્ત પ્રાંતના પ્રધાનમંડળનાં પહેલાં સ્ત્રી–પ્રધાન હોઈને હિંદનાં પહેલાં સ્ત્રી–પ્રધાન હોવાનું માન ધરાવે છે.

**પરમાનંદભાઈ** : પંજાબ યુનિવર્સિટિમાં કેળવણી લીધી છે. મહાન આર્યસમાજી. બ્રિટિશ સંસ્થાનોમાં તથા દક્ષિણ અમેરિકા જઈ આવ્યા છે. હિંદ છોડીને જતાં પહેલાં ગદર ચળવળમાં ભાગ લેવા માટે પકડવામાં આવ્યા અને જિંદગીસર દેશનિકાલની સજા કરવામાં આવી. ૧૯૨૦ સુધી આંદામાનમાં કેદી હતા. હિંદુ–મહાસભાના પ્રમુખ. હિંદુસંગઠનના ચુસ્ત હિમાયતી.

**પંત–પંડિત ગોવિંદ વલ્લભ** : યુક્તપ્રાંતની ધારાસભામાં મહાસભાપક્ષના નેતા અને હાલમાં તે પ્રાંતના વડાપ્રધાન. ૭ વર્ષ સુધી યુક્તપ્રાંતની ધારાસભામાં સ્વરાજ્યપક્ષના આગેવાન હતા. ૧૯૨૧ની અસહકારની ચળવળમાં ભાગ લીધો. ૧૯૩૦ની સત્યાગ્રહની હિલચાલમાં સક્રિય ભાગ લીધો. ૧૯૩૫માં મધ્યસ્થ ધારાસભામાં ચૂંટાયા. તે હોશિયાર વકીલ છે, પણ રાજકારણમાં સક્રિય ભાગ લેતા હોવાથી વકીલાતમાં પૈસા મેળવી શક્યા નથી; આત્મત્યાગને અંગે તે સદા ગરીબ જ રહ્યા છે અને શિસ્તપાલનના તેમના પ્રેમને અંગે મહાસભાની હિલચાલમાં તે મોખરે રહ્યા છે.

**ફેઝલુલ હક–એ. કે.** : બારીસાલ તથા કલકત્તામાં કેળવણી લીધી છે. કલકત્તામાં હાઈકોર્ટમાં વકીલાત શરૂ કરી, પરંતુ ડેપ્યુટી મેજિસ્ટ્રેટ તરીકે નિમાયા થઈ. ત્યારબાદ જગ્યાનું રાજીનામું આપીને ફરીથી હાઈકોર્ટમાં દાખલ થયા. પાછળથી બંગાળાની ધારાસભામાં ચૂંટાયા. ૧૯૧૪માં હિંદી રાષ્ટ્રીય મહાસભામાં દાખલ થયા. અખિલ હિંદ મુસ્લિમ–લીગમાં પણ સક્રિય ભાગ લેતા હતા. ૧૯૨૪માં બંગાળાના પ્રધાન નિમાયા, પરંતુ તે જ વર્ષમાં રાજીનામું આપવું પડ્યું. પહેલી ગોળમેજી પરિષદમાં પ્રતિનિધિ તરીકે ગયા. ૧૯૩૪માં વડી ધારાસભામાં તે ચૂંટાયા અને તે પછીના વર્ષમાં કલકત્તાના મેયર નિમાયા. બંગાળના પ્રજાકીય પક્ષના નેતા. અત્યારે બંગાળ સરકારના વડાપ્રધાન છે.

**બાજપાઈ–સર જી. એસ.** : જન્મ ૧૮૯૧. અલ્લાહાબાદમાં તથા ઓક્સફર્ડની મેર્ટન કોલેજમા કેળવણી લીધી. ૧૯૧૫માં આઈ. સી. એસ. નિયુક્ત થયા, હિંદી સનંદી નોકરીના સભ્ય (૧૯૧૫)

હિંદી સરકારના કેળવણીખાતાના મંત્રી. કેનેડા, ઓસ્ટ્રેલિયા અને ન્યુઝીલંડમા હિંદીઓની સ્થિતિ તપાસના ડેપ્યુટેશનમા ગયા હતા. ૧૯૨૫–૨૬ના દક્ષિણ આફ્રિકાના પ્રતિનિધિમંડળના મંત્રી. ૧૯૨૯–૩૦ના જીનિવાના હિંદી પ્રતિનિધિમંડળના રહસ્યમંત્રી. ગોળમેજી પરિષદના બ્રિટિશ હિંદ પ્રતિનિધિમંડળના જોઇન્ટ સેક્રેટરી. વાઇસરોયની કારોબારી સભાના કામચલાઉ સભ્ય (૧૯૩૫).

**બિરલા-જી. ડી.** જયપુર રાજ્યમા ૧૮૯૧મા જન્મ. બિરલા જ્યુટ-મિલ્સના મેનેજીંગ ડિરેક્ટર. આખા હિંદમા તેમની ૩ની મિલો, સાકરના કારખાના તથા જમીનદારી છે. પછી ધારાસભાના સભ્ય. કલકત્તાના હિંદી વેપારીમંડળના પ્રમુખ ૧૯૨૪. ફેડરેશન ઓફ ઇન્ડિયન ચેમ્બરના પ્રમુખ ૧૯૨૯. હિંદી ફિસ્કલ કમિશનના સભ્ય. મજૂરો માટેના શાહી કમિશનના સભ્ય ૧૯૩૦. જીનિવાની આતરરાષ્ટ્રીય મજૂરપરિષદમા પ્રતિનિધિ ૧૯૨૭ બીજી ગોળમેજી પરિષદના સભ્ય. ખૂબ પ્રવાસ કર્યો છે

**બોઝ–સર જગદીશચંદ્ર** નાઇટ સી એસ. આઈ, સી આઈ. ઈ, એમ. એ (કેન્ટબ) ડી એસ સી (લંડન) એફ આર. એસ. કલકત્તાની પ્રેસિડન્સી કોલેજમા પદાર્થવિજ્ઞાનના એમેરિટસ પ્રોફેસર જન્મ ઢાકાના રરિ રખાન ગામમા. કેળવણી કલકત્તા તથા કેમ્બ્રિજની ક્રાઇસ્ટ કોલેજમા. લંડનની યુનિવર્સિટીના ડૉક્ટર ઓફ સાયન્સ. હિંદ પાછા ફરતા પ્રેસિડન્સી કોલેજમા પદાર્થ-વિજ્ઞાનના પ્રોફેસર નિમાયા વૈજ્ઞાનિક શોધખોળ માટે પાર્લા-મેન્ટની ગ્રાંટ આપવામા આવી ૧૯૦૦મા પારિસમા ભરાયેલ આતરરાષ્ટ્રીય વિજ્ઞાનપરિષદમા હાજરી આપી સરકારના પ્રતિનિધિ તરીકે યુરોપની અનેક વખત મુસાફરી કરી છે તથા ઇગ્લાડના રોયલ ઇન્સ્ટિટ્યુટ તથા બીજા વિદ્વન્મંડળો સમક્ષ પોતાની શોધખોળ વિષે ભાષણો આપ્યા છે. ૧૯૦૩મા સી આઈ. ઈ તથા ૧૯૦૭મા સી. એસ આઈ થયા. ૧૯૧૪–૧૫-મા સરકારી પ્રતિનિધિમંડળમા યુરોપ તથા અમેરિકા ગયા. ઇગ્લંડમા રોયલ ઇન્સ્ટિટ્યુટ, ઇમ્પિરિયલ કોલેજ ઓફ સાયન્સ,

રૉયલ સોસાયટી ઑફ મેડિસિન તથા ઑક્સફર્ડ તથા કેમ્બ્રિજની યુનિવર્સિટી સમક્ષ અને યુનાઇટેડ સ્ટેટ્સ તથા અમેરિકામાં હાર્વર્ડ, કોલંબિયા, શિકાગો તથા વિસ્કોન્સિન યુનિવર્સિટી સમક્ષ તથા બીજી વૈજ્ઞાનિક સંસ્થાઓમાં ભાષણો આપ્યાં છે. વનસ્પતિશાસ્ત્રની તેમની છેલ્લી શોધખોળોનો અમેરિકન તથા યુરોપિયન વૈજ્ઞાનિકોએ સ્વીકાર કર્યો છે, તેને અંગે તે જગવિખ્યાત થયા છે. પદાર્થવિજ્ઞાનના એમેરિટસ પ્રોફેસર તરીકે પ્રેસિડન્સિ કોલેજમાંથી ૧૯૧૫માં નિવૃત્ત થયા. શોધખોળની પ્રયોગશાળા માટે સરકારે તેમને મોટી રકમ આપી તથા વનસ્પતિશાસ્ત્રની શોધખોળ માટે કલકત્તા નજીકના ગામડામાં ગંગા નદીના કાંઠે એક મોટી વાડી આપી. ૧૯૧૭માં સર જગદીશચંદ્રે વૈજ્ઞાનિક શોધખોળ માટે પોતાની પ્રયોગશાળા તથા ભાષણોનો હૉલ રાષ્ટ્રને અર્પણ કર્યો. મૃત્યુ ૨૩ નવેંબર ૧૯૩૭.

**બોઝ–સુભાષચંદ્ર :** પ્રેસિડન્સિ કૉલેજ યુનિયનના મંત્રી ૧૯૧૩–૧૪. બી. એ. ૧૯૧૯ (પ્રથમવર્ગ, તત્ત્વજ્ઞાનમાં બીજા)માં સ્કોટિશ ચર્ચ કૉલેજમાંથી થયા. ૧૯૧૯–૨૧ કેમ્બ્રિજમાં અભ્યાસ. ૧૯૨૦માં મનંદીની નોકરીની પરીક્ષામાં ચોથે નંબરે ઉત્તિર્ણ થયા. અંગ્રેજી લખાણમાં પહેલા આવ્યા. બી. એ. (કેન્ટબ) ૧૯૨૧. લંડનમાં જ સનંદી નોકરીમાંથી રાજીનામું આપ્યું. ૧૯૨૨માં ઉત્તર બંગાળાના પૂર વખતે રાહતકામ તેમની દેખરેખ નીચે હતું. ૧૯૨૩માં 'ફોરવર્ડ'ના મૅનેજર. ૧૯૨૪માં કલકત્તા કૉરપોરેશનના ચીફ એક્ઝીક્યુટીવ ઑફિસર. સ્વ. દેશબંધુ દાસના જમણા હાથ. યુવાન રાજનીતિજ્ઞ પુરુષોમાં કદાચ પહેલા. બંગાળામાં મહાસભાના નેતા. અનેક વાર નજરકેદ થયા છે તથા જેલમા ગયા છે. યુરોપ જવાની શરતે ખરાબ તબિયતને લઈ છોડી મૂકવામાં આવ્યા. ૧૯૩૪ના ડિસેંબરમાં હિંદમાં પાછા ફર્યા અને ઘરમાં નજરકેદ રાખવામાં આવ્યા. ફરીથી યુરોપ ગયા અને દેશમાં આવતાં ફરીથી નજરકેદ થયા. ૧૯૩૮માં હરિપુર મહાસભાના પ્રમુખ.

**મનોહરલાલ** જન્મ ૧૮૭૯. શિક્ષણ પંજાબ વિશ્વવિદ્યાલયમાં લીધું છે. કોબ્ડન સ્કૉલર કેમ્બ્રિજ, ૧૯૦૯–૧૨માં કલકત્તા વિશ્વ-વિદ્યાલયમાં અર્થશાસ્ત્રના મિન્ટો પ્રોફેસર, પંજાબની ધારાસભાના સભ્ય. ૧૯૨૭-૩૦માં પંજાબના કેળવણીખાતાના પ્રધાન. અત્યારે પંજાબમાં નાણાખાતાના પ્રધાન

**મર્ચન્ટ–વી. એમ.** જન્મ ૧૯૧૧ના ઑક્ટોબરની ૧૨ મી તારીખે. મુંબઈમાં માત્ર બાર વર્ષની ઉમરે પોતાની ભર્ડા હાઈસ્કૂલ વતી રમ્યા. ૧૪ વર્ષની ઉમરે પહેલી સદી નોંધાવી. ૧૯૨૮માં ૫૦૦ રન કર્યા અને ૧૯૨૯માં મુંબઈ યુનિવર્સિટી તરફથી પંજાબ યુનિવર્સિટી સામે રમતાં બે સદી નોંધાવી. ૧૯૩૩માં કુલ ૧૭૦૦ રન કર્યા તેમાં મુંબઈની ચાર સદીનો સમાવેશ થાય છે જાર્ડિનની એમ. સી. સી. સામેની ત્રણે ટેસ્ટ મેચોમાં તેમની પસંદગી કરવામાં આવી હતી ૧૯૩૬માં હિંદી ટીમ ઇગ્લંડ ગઈ તેમાં તે ખૂબ આગળ પડતા હતા અને શરૂઆતના દાવ લેનાર તરીકે તેમની સર્વત્ર પ્રશંસા કરવામાં આવી હતી. હિંદની બૅટિંગની સરેરાશમાં તે પહેલા આવ્યા ૩૮ ઇનિંગ્ઝમાં તેમના સરેરાશ રન ૫૩.૯૦ હતા. હિંદમાં લોર્ડ ટેનિસન સાથે રમવામાં આવેલ મેચોમાં તે કેપ્ટન હતા.

**મહમદ–ડૉ સૈયદ** જન્મ ૧૮૮૫ બૅરિસ્ટર તથા પી એચ ડી. ૧૯૨૧માં મહાસભામાં દાખલ થયા. રાજદ્રોહ માટે સજા પામ્યા સેન્ટ્રલ ખિલાફત કમિટીના મંત્રી મહાસભાના જનરલ સેક્રેટરી ૧૯૩૦માં બીજી વખત જેલમાં ગયા, બિહાર ધરતીકંપનિવારણમાં અગ્રગણ્ય ભાગ લીધો. અત્યારે મહાસભાવાદી સરકારમાં કેળવણીખાતાના પ્રધાન.

**મહેતા–જમનાદાસ** એમ. એ એલ. એલ બી. બૅરિસ્ટર જન્મ ૧૮૮૦. મુંબઈની મ્યુનિસિપલ કૉરપોરેશનના સભ્ય ૧૯૨૩–૨૯ વડી ધારાસભાના સભ્ય અખિલ હિંદ રેલ્વે ફેડરેશનના પ્રમુખ. મુંબઈ કોંગ્રેસ કમિટીના પ્રમુખ ૧૯૨૮–૩૦, અખિલ

હિંદ મહાસભા સમિતિના સભ્ય ૧૯૨૧–૩૧; નેશનલ ટ્રેડ યુનયન ફેડરેશનના પ્રમુખ ૧૯૩૩–૩૫. ૧૯૩૪ની આંતર-રાષ્ટ્રીય મજૂર–પરિષદમાં કામદારોના પ્રતિનિધિ. મુંબઈના મેયર ૧૯૩૬. ૧૯૩૭માં મુંબઈના કામચલાઉ પ્રધાનમંડળમાં મહેસૂલી પ્રધાન.

**મહેતા–સર હોમી** : રિઝર્વ બેંકના ડિરેક્ટર. એચ. એમ. મહેતાની કંપનીના વડા ભાગીદાર. વિક્ટોરિયા તથા જ્યુબિલી મિલોના માલિક. સ્ટેટ કાઉન્સિલના નિવૃત્ત સભ્ય. રાષ્ટ્રસંઘની સભામાં બીજાને બદલે મોકલાયેલ પ્રતિનિધિ.

**માલવિયા–પંડિત મદન મોહન** : જન્મ ૧૮૬૧ના ૨૫મી ડિસેંબર. અલ્લાહાબાદની મૂર સેન્ટ્રલ કોલેજમાં કેળવણી લઈ બી. એ થયા. પ્રાંતિક ધારાસભાના સભ્ય ૧૯૦૨–૧૨. શાહી વડી ધારાસભાના ઘણી વખત સભ્ય હતા. વડી ધારાસભાના સભ્ય (૧૯૨૪–૩૦). શાહી પસંદગી સામે વિરોધ દર્શાવવા તેમાથી રાજીનામું આપ્યું. બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના સ્થાપક તથા ૧૯૧૯થી વાઈસ ચેન્સેલર. હિંદુ મહાસભાના પ્રમુખ. ૧૯૦૯ તથા ૧૯૧૮મા હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ. બીજી ગોળમેજી પરિષદમાં પ્રતિનિધિ. પૂના–કરારમા તથા ઐક્ય–કોન્ફરન્સમાં આગળ પડતો ભાગ લીધો હતો. સવિનયભંગની હિલચાલ વખતે બે વખત જેલમાં ગયા હતા. કોમી ચુકાદાનો સામનો કરવા રાષ્ટ્રીય પક્ષની સ્થાપના કરી.

**મિત્ર–સર ભુપેન્દ્રનાથ** : કે. સી. એસ. આઈ., કે. સી. આઈ. ઈ. જન્મ ઓક્ટોબર ૧૮૭૫. કલકત્તાની પ્રેસિડન્સિ કોલેજમાં કેળવણી લીધી. હિંદના હાઈ કમિશ્નર. ૧૯૧૫માં કન્ટ્રોલર ઓફ વોર એકાઉન્ટસ; ૧૯૧૯માં મિલિટરી એકાઉન્ટન્ટ જનરલ. ૧૯૨૪માં કારોબારી સભાના સભ્ય. ૧૯૨૫મા મહેસૂલ-ખાતાના સભ્ય.

**મિરઝા–મહમદ ઇસ્માઈલ, સર** : બી. એ, સી. આઇ. ઈ., ઓ. બી. ઈ. જન્મ ૧૮૮૩ના ઓક્ટોબરની ૨૩મી. ૧૯૨૬થી

માઈસોરના દીવાન. ૧૯૦૫મા મદદનીશ પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે દાખલ થયા. ૧૯૨૨મા મહારાજાના ખાનગી મંત્રી થયા. હિંદના દક્ષિણના ગજ્યોના પ્રતિનિધિ તરીકે પહેલી, બીજી તથા ત્રીજી ગોળમેજી પરિષદમા ગયા હતા જોઈન્ટ સિલેકટ કમિટીમા પ્રતિનિધ ૧૯૩૩.

**મિત્ર-સત્યેન્દ્ર ચદ્ર** નોઆખલી પ્રાતના રહેનારી, જાણીતા મહાસભાવાદી. ૧૯૧૪મા ૧૮૧૮ના ત્રીજા કાયદા હેઠળ તેમને પકડીને પદ્મા નદી પાસેની 'ચાર જાગીર'મા ૧૯૧૯ સુધી રાખવામા આવ્યા સ્વ. સી આર દાસે સ્વરાજ-પક્ષની આગેવાની લીધી ત્યારે બગાલની વડી ધારાસભાના સભ્ય હતા ૧૯૨૪ના ઑકટોબરમા તે જ કાયદા હેઠળ તેમની ફરીથી ધરપકડ કરવામા આવી અને ૧૯૨૭ના ડિસેમ્બર સુધી તેમને 'રાજ-કેદી' તરીકે માડલેની જેલમા રાખવામા આવ્યા તે રાજ-કેદી હતા ત્યારે જ ધારાસભામા સ્વરાજ-પક્ષના સભ્ય તરીકે તેમની ચૂટણી થઈ. મહાસભાના આદેશ અનુસાર ૧૯૩૦મા પોતાની બેઠકનુ રાજીનામુ આપ્યુ ૧૯૩૦મા સ્વતત્ર પક્ષના ઉમેદવાર તરીકે તેમની ફરીથી ચૂટણી થઈ અને ૧૯૩૪ સુધી સભ્ય તરીકે રહ્યા ૧૯૩૭મા આડકતરી ચૂટણીથી બગાળની ધારાસભામાં તે ચૂટાયા અને પાછળથી પ્રમુખ તરીકે ચૂટાયા.

**મીરાંબેન** મીરાબેનનુ અગ્રેજી નામ મિસ માડેલિન સ્લેડ છે. તે એડમિરલ સર એડમડ સ્લેડનાં પુત્રી થાય. ૧૯૧૦મા એડમિરલની ઇસ્ટ ઇંડિઝ સ્ટેશન પર નિમણૂક થઈ હતી પ્રખ્યાત ફ્રેંચ લેખક રોમે રોલાનુ પુસ્તક 'મહાત્મા ગાધી' છપાતુ હતુ ત્યારે મીરાબેન તેમના પરિચયમા આવ્યા. તે પુસ્તક વાચ્યા પછી તેમને લાગ્યુ કે મહાત્માજીની લડત માટે સર્વસ્વનો ત્યાગ કરવો તે જ પોતા માટે યોગ્ય છે ગાધીજીએ તેમને પુત્રી તરીકે રાખ્યા અને ત્યારપછી તેમનો ઘણો વખત ગાધીજીની અગત સેવામા જાય છે આખા હિંદમા તેમણે મુસાફરી કરી છે. હાથકતામણ તથા હાથવણાટના તે ચુસ્ત હિમાયતી છે. તેમણે

મતિનયભગની ચળવળમા તેમને બે વખત જેલમા મોકલવામા આવ્યા હતા એક વખત નવ મહિના માટે તથા બીજી વખત એક વર્ષ માટે

**સુ૦૨૭-સર મન્મથનાથ** જન્મ ઓક્ટોબર ૨૮, ૧૮૭૪. ઇસ્ટર્ન બેંગાલ રેલ્વેના એન્જિનીઅર સ્વ બાબુ અનાદિનાથ મુકરજીના બીજા પુત્ર મ૦ રુદ્રદાસ સેનરજીની પુત્રી સાથે લગ્ન થયા છે. કલકત્તાની પ્રેસિડન્સિ કૉલેજમાથી ગ્રેજ્યુએટ થયા ૧૮૯૫મા એમ એ તથા ૧૮૯૭મા બી એલ થયા. કલકત્તા હાઈકોર્ટના સિનિયર ગવર્મેન્ટ પ્લીડર મિ રામચદ્ર મિતર સાથે એક વર્ષ કામ કર્યા પછી ૧૮૯૮ના ડિસેમ્બરની ૨૨મી તારીખે વકીલાત શરૂ કરી લગભગ બે દાયકા સુધી તેમણે ફોજદારી કેસોમા નામના મેળવી હાઈકોર્ટમા માત્ર દાશરથિ સન્યાલના ભાગમા ફોજદારી કેસો ચલાવતા હતા ૧૯૨૩ના ડિસેમ્બરમા તેમને જજ નીમવામા આવ્યા વડા જજ તરીકે થોડો વખત કામ કર્યું હતુ ૧૯૩૫મા નિવૃત્ત થયા.

**સુ૦૨૭-શ્યામપ્રસાદ** એમ એ બી એલ. બેરિસ્ટર એટ લૉ જન્મ જુલાઈ ૧૯૦૧ સ્વ મ૦ અસુતોષ મુકરજીના બીજા પુત્ર ભવાનીપુરની મિત્ર ઇન્સ્ટીટ્યુશન તથા પ્રેસિડન્સિ કૉલેજમા કેળવણી લીધી ૧૯૨૧મા બી. એ. તથા ૧૯૨૩મા એમ. એ થયા ૧૯૨૪મા કલકત્તા યુનિવર્સિટીના ફેલો ચૂટાયા ૧૯૨૯મા મહાસભાના ઉમેદવાર તરીકે બગાળની ધારાસભામા સભ્ય ચૂટાયા મહાસભાએ ધારાસભાનો બહિષ્કાર કરતા રાજીનામુ આપ્યુ, પરતુ ૧૯૩૦મા ફરીથી ચૂટાયા ૧૯૩૪મા વાઇસ ચાન્સેલર નિમાયા

**મુજે-ડૉ બી. એસ.** હિંદુ બ્રાહ્મણ હિંદુ મહાસભાના આગેવાન. રિસ્પોન્સિવિસ્ટ પક્ષના અગ્રણી સભ્ય સાવનયભગમા ભાગ લેવા ટૂક વખતની કેદની સજા થઈ હતી. હિંદુ મહાસભાના પ્રસિદ્ધ સભ્ય, તેના પ્રમુખ પણ હતા હિંદુઓને લશ્કરી તાલીમ આપવાની ગોઠવણ કરવામા ખુબ રસ લે છે

**મુન્શી-કનૈયાલાલ માણેકલાલ :** જન્મ ૧૮૮૭ના ડિસેંબરમાં વડોદરા તથા મુંબઈમાં કેળવણી લીધી. ૧૯૧૩માં હાઈકોર્ટના એડવોકેટ થયા. ૧૯૧૫માં 'યંગ ઇન્ડિયા'ના જોડિયા તંત્રી. ૧૯૧૯-૨૦માં મુંબઈ હોમરુલ લીગના મંત્રી; મુંબઈ યુનિવર્સિટીના ફેલો. મુંબઈની ધારાસભાના સભ્ય. ૧૯૩૦માં કેદમાં ગયા. ઑલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટીના સભ્ય. મહાન ગુજરાતી લેખક. અત્યારે કાયદો અને વ્યવસ્થાના મુંબઈના મહાસભાના પ્રધાન.

**મોદી-સર એચ. પી. :** એમ. એ. એલ. એલ. બી. જન્મ ૧૮૮૧. મુંબઈ મ્યુનિસિપલ કોરપોરેશનના સભ્ય. ૧૯૨૭, ૧૯૨૯ તથા ૧૯૩૪માં મુંબઇના મિલમાલિકોની મંડળીના પ્રમુખ હતા. હિંદી વેપારીમંડળના ૧૯૨૮-૧૯૨૯માં પ્રમુખ. ૧૯૩૩થી હિંદના 'એમ્પ્લોયર્સ ફેડરેશન'ના પ્રમુખ છે. ગોળમેજી પરિષદમાં ગયા હતા. વડી ધારાસભાના સભ્ય. તાતા સન્સ લીમિટેડના ડીરેક્ટર. અનેક પુસ્તકોના કર્તા.

**રમણ-સર ચંદ્રશેખર વેંકટ :** એમ. એ. એલ. એલ. ડી. (ગ્લાસગો) ડી. એસ. સી. (કલકત્તા) એફ. આર. એસ. નાઈટ. ૧૮૮૮ના નવેમ્બરમાં ત્રિચિનોપલિમાં જન્મ. મદ્રાસની પ્રેસિડન્સિ કૉલેજમાં શિક્ષણ લીધું. ડીગ્રી મેળવ્યા પછી ૧૯૦૭મા હિંદી સરકારના મહેસૂલ-ખાતામાં દાખલ થયા. ૧૯૧૭માં કલકત્તા યુનિવર્સિટીમાં પદાર્થવિજ્ઞાનના પલિત પ્રોફેસર તરીકે નિમાયા. યુરોપ જતાં રસ્તામાં સમુદ્રના વિવિધ રંગોનું નિરીક્ષણ કરતાં તેજના પૃથક્કરણ વિષે શોધ કરવાની ઇચ્છા થઈ અને પરિણામે 'રમણ ઇફેક્ટ'ની શોધ થઈ, ૧૯૨૮-૧૯૨૯માં નાઇટ હતા. પેસેડેનાના કેલિફોર્નિયા ઇન્સ્ટીટયુટ ઑફ ટેકનોલોજીના રિસર્ચ એસોશિયેટ ૧૯૨૪. મેન્ડેલેફ કોગ્રેસના લેક્ચરર ૧૯૨૫. રોમના મેટયુકિ મેડેલિસ્ટ ૧૯૨૯. રોયલ સોસાયટિના હ્યુજીસ મેડેલિસ્ટ ૧૯૩૦. ૧૯૩૦મા પદાર્થવિજ્ઞાનની અમૂલ્ય શોધખોળ માટે નોબેલ પારિતોષક મળ્યું. એફ. આર. એસ. પણ છે. બેંગલોરના ઇન્ડિયન ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સના ડિરેક્ટર.

**રહિમ—સર અબ્દુર** કે. સી. એસ. આઈ. વડી ધારાસભાના પ્રમુખ (૧૯૩૫) કલકત્તાની પ્રેસિડન્સિ કોલેજમાં કેળવણી લીધી છે. બેરિસ્ટર. ૧૯૧૩–૧૫ જાહેર નોકરીના કમિશનના સભ્ય. મદ્રાસ હાઇકોર્ટના જજ. બંગાળાની કારોબારી સભાના સભ્ય ૧૯૨૦–૨૫. બંગાળના પ્રધાન. ૧૯૦૨મા વડી ધારાસભામાં સ્વતંત્ર પક્ષના આગેવાન.

**રાહમતુલ્લા–સર ઇબ્રાહીમ** : જન્મ ૧૮૬૨. ૧૮૭૯મા મેટ્રીકમાં નિષ્ફળ જતા શાળાની કેળવણીનો અંત આવ્યો. શાળા છોડ્યા બાદ તેમના ભાઈના ધંધામા જોડાયા. ૧૮૯૨મા મુંબઈ મ્યુનિસિપલ કોરપોરેશનના સભ્ય થયા અને ૨૬ વર્ષ સુધી સભ્ય તરીકે રહ્યા. ૧૮૯૯મા કોર્પોરેશનના પ્રમુખ થયા. ૧૮૯૯મા ધારાસભાના સભ્ય થયા ને ૧૯૦૯ સુધી સભ્ય રહ્યા. ૧૯૧૧મા નાઇટ થયા. ૧૯૧૮મા કેળવણી તથા સ્વરાજ્યખાતાના પ્રધાન નિમાયા. ૧૯૨૨ મા શાહી ધારાસભાના સભ્ય થયા અને મુંબઈ ધારાસભાના પ્રમુખ ચૂંટાયા (૧૯૩૨). ૧૯૩૧મા વડી ધારાસભાના સભ્ય તરીકે ચૂંટાયા ને તેજ વર્ષમા તેના પ્રમુખ થયા. નાદુરસ્ત તબિયતને અંગે ૧૯૩૩મા નિવૃત્ત થયા.

**રાજગોપાલાચારી–સી.** . જન્મ ૧૮૭૯. મદ્રાસની પ્રેસિડન્સિ તથા લૉ કોલેજમા શિક્ષણ લીધુ. ૧૯૦૦મા વકીલાત શરૂ કરી પરંતુ ૧૯૧૯મા અસહકારની ચળવળ શરૂ થતા વકીલાત છોડીને ચળવળમા જોડાયા. અનેક વખત જેલમા જઈ આવ્યા. ગાંધીજીના 'યંગ ઇન્ડિયા'નું તંત્રીપદ સંભાળ્યુ મહાસભાના મંત્રી ૧૯૨૧–૨૨ વર્કીંગ કમિટીના સભ્ય અસ્પૃશ્યતા–નિવારણની ચળવળમા રોકાયા છે. મદ્રાસના પ્રધાનમંડળમા વડાપ્રધાન.

**રાજા–એમ સી.** જન્મ ૧૮૮૩. દલિત વર્ગના પ્રતિનિધિ તરીકે વડી ધારાસભાના નિયુક્ત સભ્ય મદ્રાસની ક્રિશ્ચિયન કોલેજમા કેળવણી લીધી છે. મદ્રાસ યુનિવર્સિટી સેનેટના સભ્ય. અખિલ હિંદ દલિત વર્ગની પરિષદના પ્રમુખ ૧૯૨૮. ૧૯૦૨ પૂના

કોન્ગ્રેસમાં મહી કરનાર અખિલ હિંદ હિંદુ મહાસભાના ઉપ-પ્રમુખ. ગોળમેજી પરિષદના સભ્ય. દલિત વર્ગના અગ્રણી દલિત વર્ગે ધર્માંતર કરવુ તેવી ડૉ. આમ્બેડકરની પ્રવૃત્તિના વિરોધી

**રાજેન્દ્રપ્રસાદ** બિહારના સારણ પ્રાંતમા જીરેદી ગામમા ૧૮૮૪ના ડિસેમ્બરની ૩જી એ જન્મ ૧૯૦૨મા કલકત્તા યુનિવર્સિટીની પ્રવેશક પરીક્ષામા પહેલા આવ્યા કલકત્તાની પ્રેસિડન્સિ કૉલેજમા અભ્યાસ કર્યો. ઇન્ટરમિજિયેટ વર્ગમા ફરીથી પહેલા આવ્યા. ૧૯૦૬મા બી એ ની પરીક્ષામા પણ પહેલા આવ્યા ૧૯૦૭મા એમ. એ તથા ૧૯૧૦મા બી એલ થયા. બિહારની યુવક-ચળવળના આગળ પડતા સભ્ય અને બિહારી વિદ્યાર્થી-પરિષદના મોવડી પ્રિવીકાઉન્સિલના કેસને અંગે ૧૯૨૮-મા ઇગ્લડ ગયા ૧૯૨૬ સુધી કલકત્તા હાઇકોર્ટમા વકીલાત કરતા હતા, પણ ત્યારપછી નવી સ્થપાયેલ પટણા હાઇકોર્ટમા વકીલાત કરવાનુ શરૂ કર્યું. ૧૯૧૫મા એમ એલ ની પરીક્ષા આપી પહેલા વર્ગમા પહેલા આવ્યા થોડા સમય માટે યુનિવર્સિટી લૉ કૉલેજમા પ્રોફેસર તથા બિહારના જાહેર જીવનમા પ્રવેશ કર્યો સેનેટમા દાખલ થયા અને ૧૯૧૭મા પટણા યુનિવર્સિટીની સ્થાપના થતા સીન્ડિકેટમા દાખલ થયા ચપારણ્યની ખેડૂત-ચળવળમા ૧૯૧૭મા ગાધીજી સાથે જોડાયા ૧૯૨૦મા અસહકારની ચળવળમા જોડાયા અને ધીકતી વકીલાત છોડી દીધી મહાસભાના સામાન્ય મત્રી હતા વર્કીંગ કમિટીના સભ્ય સવિનય કાયદાભગની ચળવળને અંગે અનેક વખત જેલમા ગયા છે ૧૯૩૫મા મહાસભાના પ્રમુખ હતા

**રાધાકૃષ્ણ—સર એસ.** : એમ. એ ડી લિટ્ (ઓનર્સ) ૧૯૩૧થી આન્ધ્ર યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર. જન્મ ૧૮૮૮ના સપ્ટેમ્બર ૫મી દક્ષિણ હિંદમા તિરુત્તનિના વતની વેલોર અને મદ્રાસની મિશનરી સસ્થાઓમા કેળવણી લીધી મદ્રાસ, માઇસોર તથા કલકત્તામા તત્ત્વજ્ઞાનના શિક્ષક હતા ૧૯૨૧-૩૧ સુધી કલકત્તા યુનિવર્સિટીમા કિંગ જ્યોર્જ પંચમ ધી ફિફ્થ ચેર ઇન ફિલોસોફીમા

નિમાયા હતા. તેમની શિક્ષણ, ભાષણ તથા લખવાની શક્તિએ સમગ્ર જગતનું ધ્યાન ખેંચ્યું છે અને ઇંગ્લેંડ અને અમેરિકામાં ભાષણ આપવાનું તેમને આમંત્રણ આપવામાં આવ્યું હતું. ૧૯૨૯–૩૦માં 'આદર્શવાદીનું જીવનનું દૃષ્ટિબિંદુ' ઉપર ભાષણ આપવા હિબર્ટ લેક્ચરર તરીકે તેમની નિમણૂક થઈ. આ સ્થાને કોઈ પણ હિંદીની અગાઉ નિમણૂક થઈ નહોતી. ઑકસફર્ડની માન્ચેસ્ટર કૉલેજમાં પણ થોડો વખત કામ કર્યું. ૧૯૨૬માં ઑક્સફર્ડમાં અપ્ટન લેક્ચરર. ૧૯૨૬માં ચિકાગો યુનિવર્સિટીમાં હેસ્કલ લેક્ચરર. તેમનાં પુસ્તકો તત્ત્વજ્ઞાન વિષે છે. ગષ્ટ્રીયસંઘના વિદ્વાન સહકારી મંડળના તે સભ્ય છે. સિરનામું વોલ્ટેર.

**પુસ્તકોનાં નામ :** જીવનનું, હિંદુનું દૃષ્ટિબિંદુ; ધી કલ્કિ; હિંદી તત્ત્વજ્ઞાન (૨ ભાગ); આદર્શવાદીનું જીવનનું દૃષ્ટિબિંદુ.

**રે—પ્રફુલ્લચંદ્ર :** સી. આઈ. ઈ., ડી. એસ. સી. (એડિન્બર્ગ), પી. એચ. ડી. (કલકત્તા), ડી. એસ. સી. (ડર્હામ), રસાયણશાસ્ત્ર (બે ભાગ) ના કર્તા; જેસોર (હવે ખુલ્ના) પરગણાના રારુલી ગામમાં ૧૮૬૧ના ઑગસ્ટની બીજીએ જન્મ. નવ વર્ષ સુધી ગામની હાઈસ્કૂલમાં તથા ત્યારપછી કલકત્તામાં હેરસ્કૂલ તથા આલ્બર્ટ સ્કૂલમાં શિક્ષણ લીધું. ૧૮૭૯માં પ્રવેશક પરીક્ષા આપ્યા પછી મેટ્રોપોલિટન ઇન્સ્ટીટ્યુટ તથા પ્રેસિડન્સિ કૉલેજના વિદ્યાર્થી થયા. એડિન્બર્ગ યુનિવર્સિટીમાં દાખલ થઈ ૧૮૮૬માં બી. એસ. સી.ની ડીગ્રી લીધી અને ૧૮૮૭માં હોપ પ્રાઇઝ મેળવ્યું. ૧૮૮૮માં હિંદમાં પાછા ફર્યા અને પ્રેસિડન્સિ કૉલેજમાં રસાયણશાસ્ત્રના પ્રોફેસર નિમાયા. ૧૯૧૬ સુધી ત્યાં કામ કર્યું. નિવૃત્ત થતી વખતે રસાયણશાસ્ત્રના સિનિયર પ્રોફેસર હતા. કલકત્તા યુનિવર્સિટી સાયન્સ કૉલેજમાં પલિત પ્રોફેસર થયા. ૧૮૯૨માં બંગાલ કેમિકલ અને ફાર્માસ્યુટિકલ વર્કસની સ્થાપના કરી અને અત્યારસુધી તેના આત્મા રહ્યા છે. બંગાલની એશિયાટિક સોસાયટી સમક્ષ પોતાનો પહેલો નિબંધ વાંચ્યો. ૧૮૯૫માં પારા તથા નાઇટ્રિક એસિડ વિષે શોધખોળ

રાકે કરી ૧૯૦૭મા કલકત્તા યુનિવર્સિટીએ પી એચ ડી ની માનદ પદવી આપી સામ્રાજ્યની યુનિવર્સિટીની કોંગ્રેસમા કલકત્તા યુનિવર્સિટીના પ્રતિનિધિ તરીકે અનેક વખત ગયા છે. ૧૯૧૨મા ડર્હામ યુનિવર્સિટીએ ડી. એસ સી ની માનદ પદવી આપી અને તે જ વર્ષમા સી આઈ. ઈ થયા લડનની કેમિકલ સોસાયટીના ફેલો. બગાળાની એશિયાટિક સોસાયટીના ફેલો હિંદી રસાયણશાસ્ત્રીઓના સમૂહના સ્થાપક તેમાના ઘણા ખૂબ વિખ્યાત છે ખાદીના ચુસ્ત હિમાયતી

પુસ્તકો હિંદુ રસાયણશાસ્ત્ર ( બે ભાગ ), બગાળી રસાયણશાસ્ત્રીનુ જીવન તથા અનુભવ (બે ભાગ) અતિ વિખ્યાત શોધખોળ મરક્યુરસ નાઈટ્રાઈટ'

**રાવ–રાઘવેન્દ્ર** બેરિસ્ટર પ્રાતિક કોંગ્રેસ કમિટીના પ્રમુખ મધ્ય પ્રાતની ધારાસભાના સભ્ય સ્વરાજ્ય–પાર્ટીના અગ્રણી સભ્ય મધ્ય પ્રાતના સરકારી નિયુક્ત પ્રધાન ૧૯૩૦મા કારોબારી સભાના સભ્ય નિમાયા ૧૯૩૬મા મધ્ય પ્રાતના ગવર્નર તરીકે થોડો સમય કામ કર્યું મહાસભાએ હોદ્દાસ્વીકારની ના પાડી તે વખતે તે મુખ્ય પ્રધાન નિમાયા હતા

**રોય–એમ એન** બગાળાના ગામડાના એક શિક્ષકના પુત્ર ખરુ નામ નરેન્દ્રનાથ ભટ્ટાચારી ૧૯૦૩મા ક્રાતિકારી ચળવળમા ભાગ લીધો ઢાકા અનુશીલન સમિતિના અગ્રગણ્ય સભાસદ ૧૯૦૬મા રાજકીય ધાડ પાડવા માટે કામ ચલાવવામા આવ્યુ. ૧૯૦૮મા હાવરા કોન્સ્પિરસી કેસમા તથા ૧૯૧૪મા 'ગાર્ડન રીચ'ની ધાડમા પણ સડોવાયા હતા લડાઈ જાગતા ગદર પાર્ટીમા દાખલ થયા અને ૧૯૧૪–૧૫મા હિંદમા હથિયાર લાવવા માટે જર્મની સાથેની મસલતોમા આગળ પડતો ભાગ લીધો આ નિષ્ફળતા પછી અનેક કૃત્રિમ નામો ધારણ કરીને હિંદમાથી ચાલ્યા ગયા અને ચીન જઈ ડૉ સુન યાટ-સેનની મદદ માગી. અમેરિકા જઈને એમ એન રૉયનુ નામ ધારણ કર્યું અને ચુસ્ત કોમ્યુનિસ્ટ થયા મેક્સિકોમાં જઈને ત્યા કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના કરી અને દક્ષિણ

અમેરિકાનાં રાજ્યોમાં કોમ્યુનિસ્ટ-સિદ્ધાંતોનો પ્રચાર કર્યો. લડાઈ શરૂ થયા પછી લેનિનના બોલાવવાથી રશિયામાં ગયા અને ત્યાં 'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ'ના આગેવાન સભ્ય થયા. હિંદ અને એશિયાના બીજા દેશો સાથેના આંતરરાષ્ટ્રીય વ્યવહાર માટે આંતરરાષ્ટ્રીય ખાતાના વડા નિમાયા. ૧૯૨૨થી ૧૯૨૮ સુધી 'વાન્ગાર્ડ' અને 'માસિક'ના તંત્રી તરીકે કામ કર્યું ૧૯૨૨ની શરૂઆતમાં 'ઈસ્ટર્ન યુનિવર્સિટી'ના હિંદી વિભાગના આગેવાન થયા. કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલે રોયને ચીનમાં ત્યાંના કોમ્યુનિસ્ટ-પક્ષને સલાહ આપવા મોકલ્યા, પરંતુ રશિયાના કોમ્યુનિસ્ટ આગેવાન બોરોડિન સાથે તકરાર થતાં ચીનનું કાર્ય પડતું મૂકવું પડ્યું. ૧૯૨૬ની જગતની આંતરરાષ્ટ્રીય કોમ્યુનિસ્ટ કોંગ્રેસની છઠ્ઠી બેઠકમાં તેમણે તદ્દન ભિન્ન કાર્યપ્રણાલીની હિમાયત કરી અને પસાર થયેલા ઠરાવો પર ટીકા કરતાં 'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ'માંથી તેમને કાઢી કાઢવામાં આવ્યા. ત્યાર બાદ જર્મની તથા ફ્રાંસમાં આવ્યા. પંદર વર્ષના દેશવટા પછી ૧૯૩૦માં મુંબઈના કિનારે ઊતર્યા. ૧૯૩૧માં મુંબઈમાં ધરપકડ થઈ અને કાનપુરમાં તપાસ ચાલી છ વર્ષની સખત કેદની સજા થઈ. ૧૯૩૬માં છૂટયા પછી હિંદી રાષ્ટ્રીય મહાસભામાં જોડાયા. 'ઈન્ડિયા ઈન ટ્રાન્ઝિશન' 'ફ્યુચર ઑફ ઈન્ડિયન પોલિટિક્સ' વિગેરેના લેખક, માર્ક્સના સિદ્ધાંતો પર આધારભૂત ગણાય છે. ૧૯૩૭માં અમેરિકન બાઈ સાથે લગ્ન કર્યાં છે.

લિયાકત હયાતખાન-નવાબ, સર : પતિયાળા રાજ્યના પ્રધાન; જન્મ ૧૮૮૭. ખાનગી શિક્ષણ લીધું છે. પંજાબના પોલીસખાતામાં દાખલ થયા. પંજાબ પોલીસખાતાના ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડન્ટ, ૧૯૧૦માં કિંગ્ઝ પોલીસ મેડલ મળ્યો. ૧૯૨૩માં ઓ. બી. ઈ. થયા, ૧૯૨૬માં પતિયાળા રાજ્યમાં ગૃહમંત્રી થયા. ૪૩ વર્ષની ઉમરે પતિયાળા રાજ્યના મુખ્ય પ્રધાન થયા. ૧૯૩૧ની ગોળમેજી પરિષદના સભ્ય. જોઈન્ટ પાર્લામેન્ટરી કમિટીના સભ્ય.

**વિજય રાઘવાચારી—દીવાન બહાદુર, સર :** જન્મ ૧૮૭૫. ૧૯૧૭-૧૮મા બોર્ડ ઑફ રેવન્યુના સેક્રેટરી. ૧૯૧૯-૩૨ કોચીનના દીવાન. ૧૯૨૨-૨૫ બ્રિટિશ સામ્રાજ્યના પ્રદર્શનમા હિંદી કમિશ્નર. ૧૯૨૮-૨૯ જાહેર નોકરીના કમિશનના સભ્ય. ખેતીવાડીના સશોધનની શાહી કાઉન્સિલના ઉપપ્રમુખ.

**શાદીલાલ-સર પી. સી.** . જન્મ ૧૮૭૪ લાહોર અને ઓક્સફર્ડની બેલિયલ કૉલેજમા શિક્ષણ લીધું. કાયદાના કેળવણી-મ ડળના નામાંકિત પુરુષ લાહોર વકીલ-મંડળના એડવોકેટ. લાહોર હાઈકોર્ટના જજ નિમાયા હતા. ૧૯૨૦-૩૪મા કાયમી પહેલા હિંદી ચીફ જસ્ટિસ. ૧૯૧૦ તથા ૧૯૧૩માં પંજાબ ધારાસભાના સભ્ય હતા. ૧૯૩૪માં પ્રિવીકાઉન્સિલના સભ્ય નિમાયા.

**શાસ્ત્રી-ધી રાઈટ ઑન. શ્રીનિવાસ પી. સી** . હિંદુ, બ્રાહ્મણ. જન્મ ૧૮૬૯ના સપ્ટેમ્બરની ૨૨મી તારીખ. ૧૯૦૭મા હિંદ-સેવ-સમાજમા જોડાયા અને સ્વ. શ્રી. જી. કે ગોખલે પછી તેના પ્રમુખ થયા ૧૯૧૩-૧૬મા મદ્રાસ ધારાસભાના સભ્ય, શાહી ધારાસભાના સભ્ય ૧૯૧૬-૨૦. ૧૯૧૮મા મિ મૉન્ટેગુના હિંદી પ્રવાસ સમયે તેમના ખૂબ સબધમા હતા. ૧૯૨૧મા શાહી પરિષદમા હિંદના પ્રતિનિધિ તે જ વર્ષમા રાષ્ટ્રસઘમા તથા વૉશિંગ્ટન પરિષદમા હિંદના પ્રતિનિધિ તરીકે હાજરી આપી પ્રિવીકાઉન્સિલર નિમાયા તથા ૧૯૨૧મા તેમને લડન શહેરનુ સ્વાતંત્ર્ય બક્ષવામા આવ્યુ ૧૯૨૨મા હિંદી સરકારના પ્રતિનિધિ તરીકે 'ડુમિનિયન્સ'મા મુસાફરી કરી. રાજ્યત્રીમડળના સભ્ય ચૂંટાયા ૧૯૨૧-૨૪. ૧૯૨૭-૨૯મા દક્ષિણ આફ્રિકામા હિંદી સરકારના એજન્ટ. ૧૯૩૦-૩૧મા ગોળમેજી પરિષદના સભ્ય, વ્હિટલિ કમિશનના સભ્ય.

**શાહની-ડૉ. બીરબલ** પંજાબમા ૧૮૯૧મા જન્મ. લાહોરની ગવર્મેન્ટ કૉલેજ તથા કેમ્બ્રિજમા શિક્ષણ લીધું. લખનૌ યુનિવર્સિટીમા વનસ્પતિશાસ્ત્રના પ્રોફેસર. સાયન્સની ફેકલ્ટીના

ડીન પારિસમા ૧૯૩૫મા ઉજવાયેલ નેચરલ હિસ્ટરી મ્યુઝિયમની ત્રીજી શતવાર્ષિક મહોત્સવ પ્રસંગે હિંદના પ્રતિનિધિ. આમ્સ્ટર્ડામમાં આંતરરાષ્ટ્રીય વનસ્પતિશાસ્ત્ર કોંગ્રેસમા પોતાની યુનિવર્સિટીના પ્રતિનિધિ ૧૯૩૬મા રૉયલ સોસાયટીના ફેલો ચૂટાયા

**શૌકતઅલી–મૌલાના** રામપુર સ્ટેટમા ૧૮૭૩ મા જન્મ. અલિગઢની એમ એ. ઓ કોલેજમા કેળવણી લીધી. સરકારી અફીણખાતામા ૫૬ર વર્ષ નોકરી કરી લડાઈ દરમિયાન નજરકેદ થયા. ખિલાફત તથા અસહકારની ચળવળના જાણીતા આગેવાન કોંગ્રેસમાથી નીકળી ગયા અખિલ હિંદ મુસ્લિમ–પરિષદના અગ્રણી નેતા. ગોળમેજી પરિષદના સભ્ય, મુસ્લિમ–ઐક્ય–સંઘના સભ્ય, વડી ધારાસભાના સભ્ય ૧૯૩૪

**ષણ્મુખમ ચેટ્ટી–સર આર કે.** .જન્મ ૧૭ ઓક્ટોબર ૧૮૯૨ મદ્રાસની ક્રિશ્ચિયન કૉલેજમા કેળવણી લીધી ૧૯૨૦મા ૨૮ વર્ષની ઉમરે મદ્રાસની ધારાસભામા ચૂટાયા ૧૯૨૩મા વડી ધારાસભાના સભ્ય થયા. ૧૯૨૩મા હિંદે મોકલેલ નેશનલ કન્વેન્શનના સભ્ય હતા સામ્રાજ્ય પાર્લમેન્ટરી એસોસીએશનના હિંદી પ્રતિનિધિ તરીકે ઑસ્ટ્રેલિયા ગયા હતા આંતરરાષ્ટ્રીય મજૂર–પરિષદમા હિંદી માલિકોના પ્રતિનિધિ તરીકે જીનિવા મોકલવામા આવ્યા હતા. ધારાસભાના ડેપ્યુટી પ્રેસિડન્ટ થયા ૧૯૩૨ની ઓટાવાની આર્થિક પરિષદમાં હિંદી સરકારના પ્રતિનિધિ હતા ૧૯૩૦મા મધ્યસ્થ સરકારની કાપકૂપ કમિટીના સભ્ય ૧૯૩૧મા ધારાસભાના ડેપ્યુટી પ્રેસિડન્ટ થયા વડી ધારાસભાના પ્રમુખ ચૂટાયા, ધારાસભાની છેલ્લી ચૂટણીમા નિષ્ફળ નીવડ્યા ૧૯૩૫મા કોચીનના દીવાન નિમાયા.

**સક્સેના–મોહનલાલ** એમ એસ સી, એલ. એલ, બી એલ એલ. બી. ની પરીક્ષા પસાર કર્યા બાદ ૧૯૧૯મા લખનૌમા વકીલાત શરૂ કરી. ૧૯૨૧થી મદ્રાસનાના રાજકારણમાં સક્રિય ભાગ લે છે. ૧૮૨૧મા વકીલાત બંધ કરી અને મહાસભાની ચળવળને અંગે બાર વખત જેલમા જઈ આવ્યા

છે, ૧૯૨૪–૨૬ મા સયુક્ત પ્રાતની ધારાસભાના સભ્ય હતા અને ૧૯૩૪ થી લખનૌ વિભાગના સિન–મુસલમાન મતદારો તરફથી મધ્યસ્થ સભાના સભ્ય; કાકોરી કાવત્રા કેસમા બચાવ-પક્ષ તરફથી ઊભા રહ્યા, બંગાળાના નજરકેદીઓના કેસની તપાસ ચલાવવા મહાસભાની વર્કીંગ કમિટીએ તેમની નિમણૂક કરી હતી પરંતુ બગાળ સરકારે તેમને અટકાવ્યા, નજકીય કેદીઓ તથા નજરકેદીઓનુ હિત તેમના હૈડે છે

**સત્યમૂર્તિ–એસ :** બી. એ. બી. એલ. જન્મ ૧૮૮૭ મદ્રાસની ધારાસભાના સભ્ય હતા. મહાસભાવાદી દક્ષિણમા મહાસભાની ચળવળના આગેવાન, મહાસભાના પ્રતિનિધિમડળના સભ્ય તરીકે ૧૯૧૯ મા ઇગ્લડ ગયા મદ્રાસ યુનિવર્સિટીની સેનેટના સભ્ય મદ્રાસ કોર્પોરેશનના ઘણી વખત સભ્ય થયા છે રાષ્ટ્ર માટે અનેક વાર જેલમા ગયા છે વડી ધારાસભાના ચૂટાયેલા સભ્ય ૧૯૩૫.

**સપ્રુ–સર તેજબહાદુર, નાઈટ :** જન્મ ડિસેમ્બર ૧૮૭૫ સયુક્ત પ્રાતની ધારાસભાના સભ્ય, ૧૯૧૦ ની હિંદી રાષ્ટ્રીય મહાસભાના મત્રી શાહી ધારાસભાના સભ્ય હિંદી સરકારના કાયદાના સભ્ય ૧૯૨૦–૨૨ વિનયલ (ઉદાર મતવાદી) પક્ષના આગેવાન સભ્ય પહેલી, બીજી તથા ત્રીજી ગોળમેજી પરિષદના સભ્ય પ્રિવીકાઉન્સિલના સભ્ય

**સરકાર–સર જદુનાથ** નાઈટ, સી આઈ ઈ, એમ એ. (૧૮૯૨-મા પ્રથમ વર્ગમા અગ્રેજીમા પહેલા કોઈએ ન મેળવેલ માર્ક મેળવ્યા) સુવર્ણચદ્રકો તથા ઇનામો મેળવ્યા છે. પી આર. એસ. (અને સેનેટ ચદ્રક મેળવનાર) ૧૮૯૭ પ્રોફેસર મેટ્રોપોલિટન સસ્થા ૧૮૯૩ બગાળાના કેળવણીખાતામા પ્રેસિડન્સિ કાલેજના પ્રોફેસર (૧૮૯૮ના જૂનથી ૧૮૯૯ના જૂન સુધી અને ફરીથી ૧૯૦૧ના જૂનથી ડિસેમ્બર સુધી) પટણા કોલેજ ૧૮૯૯–૧૯૧૭ કાશી વિદ્યાપીઠમા હિંદના ઇતિહાસ-ખાતાના વડા ૧૯૧૭–૧૯૧૯ હિંદી કેળવણીખાતામા ૧૯૧૮. કટકની રેવન્શો કોલેજના પ્રોફેસર ૧૯૧૯–૧૯૨૬. ફરીથી

પટણા કૉલેજ ૧૯૨૩–૧૯૨૬. સી. આઈ. ઈ. ૧૯૨૬. કલકત્તા યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર ૧૯૨૬–૨૭. રૉયલ એશિયાટિક સોસાયટીના માનદ ફેલો. હિસ્ટોરીકલ રેકર્ડ્ઝ કમિશનના સભ્ય. મદ્રાસ યુનિવર્સિટીમા સર વિલિયમ માન્સિ લેકચરર, હિંદના ઇતિહાસમા મોગલ સમય વિષે પ્રમાણભૂત ગણાય છે. 'ઔરંગઝેબ', 'શિવાજી', 'મોગલ સામ્રાજ્યની પડતી' વિગેરેના લેખક.

**સરકાર–સર એન એન** . કે સી. એસ આઈ., બેરિસ્ટર. જન્મ ૧૮૭૬ કલકત્તાની મેટ્રોપોલિટન શાળા તથા પ્રેસિડન્સિ કૉલેજમા શિક્ષણ લીધું. ૧૮૯૪ મા ગણિત, રસાયણશાસ્ત્ર તથા પદાર્થવિજ્ઞાનમા માન સહિત ગ્રેજ્યુએટ થયા. પ્રેસિડન્સિ કૉલેજમાથી રસાયણશાસ્ત્ર લઈ એમ એ થયા. ૧૮૯૭મા રિપન કૉલેજમાથી કાયદાની પરીક્ષા પસાર કરી ભાગલપુરની ડીસ્ટ્રિક્ટ કોર્ટમા જોડાયા. ૧૯૦૨મા મુન્સફ નિમાયા ૧૯૦૫-મા નોકરીનું રાજીનામું આપ્યુ. તે જ વર્ષે ઇગ્લડ ગયા ને ૧૯૦૭મા બેરિસ્ટર થયા, અને કલકત્તા હાઈકોર્ટમા દાખલ થયા. ૧૯૨૮મા બગાળના એડવોકેટ જનરલ નિમાયા ૧૯૩૧-મા નાઈટ થયા. માહાત્મા ગાધીની મિનિયલ ગની ચળવળ સામે ચહેરી–હલ્લુસધની ચાલના કરી ૧૯૩૨મા ત્રીજી ગોળમેજી પરિષદમા ભાગ લેવાનુ આમત્રણ મળ્યુ હતુ. જોઈન્ટ પાર્લામેન્ટરી કમિટીમા પ્રતિનિધિ હતા કોમી ચુકાદો ફેરવવાને ખૂબ મહેનત કરી અત્યારે હિંદી મધ્યસ્થ કાયદાના સભ્ય છે.

**સરકાર–નલિની રજન** માર્ઇમેન્સિગ પરગણાના રોજેના ગામમા ૧૮૮૮મા જન્મ સ્વદેશી ચળવળની શરૂઆત થતા અભ્યાસ છોડી દીધો અને નશ્નલ કેળવણીમડળમા દાખલ થયા. ઘણા રાષ્ટ્રીય કાર્યકર્તાઓ–શ્રી અરવિંદ ઘોષ, શ્રીયુત બિપિન-ચદ્ર પાલ, શ્યામસુદર ચક્રવર્તી, ચિત્તરજન દાસ અને બીજાઓના સમાગમમા આવ્યા પિતાના મૃત્યુને અગે હિંદુસ્થાન કોઓપરેટિવ ઇન્સ્યુરન્સ કપનીમા મામૂલી કારકુન તરીકે દાખલ થયા પોતાના બુદ્ધિકૌશલ્યથી મેનેજરની પદવી પ્રાપ્ત કરી.

૧૯૨૩માં સ્વરાજ-પક્ષની સ્થાપના થતાં તેમને 'વ્હિપ' તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા. માઇમેન્સિંગ તરફથી બંગાળાની ધારાસભામાં ચૂંટાયા. ૧૯૩૨માં બંગાળાના રાષ્ટ્રીય વેપારીમંડળમાં પ્રમુખ ચૂંટાયા. ૧૯૩૩ તથા ૩૪માં ફરીથી ચૂંટાયા. કલકત્તા પૉર્ટટ્રસ્ટમાં મંડળના પ્રતિનિધિ તરીકે છે. બોર્ડ ઑફ ઇન્ડસ્ટ્રી તથા બોર્ડ ઑફ ઇકોનૉમિક ઇન્ક્વાયરીમાં પણ પ્રતિનિધિ છે. ઇન્ડિયન સેન્ટ્રલ બેન્કિંગ ઇન્ક્વાયરી કમિટીમાં ફેડરેશનના પ્રતિનિધિ તરીકે ૧૯૨૯માં ચૂંટાયા. છેલ્લા હિંદ જાપાન વેપારી-કરાર વખતે હિંદી પ્રતિનિધિમંડળના બિન-અધિકારી સલાહકાર. ૧૯૩૩ માં હિંદી વેપારીના મંડળના ફેડરેશનના પ્રમુખ. ૧૯૩૧માં રેલવેમાં કાપકૂપ કરવા નિમાયેલ કમિટીના સભ્ય. ૧૯૩૧-૩૨ અખિલ હિંદ જિંદગીના વીમાના મંડળના પ્રમુખ. ૧૯૩૪-૩૫માં કલકત્તાના ચૂંટાયેલ પ્રમુખ. તાજેતરમાં યુરોપની મુસાફરી કરી આવ્યા છે.

**સર શાહમહમદ સુલેમાન, નાઇટ** : ૧૮૮૬ના ફેબ્રુઆરીની ત્રીજી તારીખે જુઆનપુરમાં જન્મ. જુઆનપુર તથા અલ્લાહાબાદમાં તેમની કારકિર્દી અસામાન્ય હતી. અલ્લાહાબાદ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટોમાં તે પહેલે નંબરે આવ્યા હતા. રાજ્યની શિષ્યવૃત્તિ મેળવીને આગળ અભ્યાસ કરવા ઇંગ્લંડ ગયા ને કેમ્બ્રિજની ક્રાઇસ્ટ કૉલેજમાં દાખલ થયા. હિંદમાં ૧૯૧૧માં આવતાં પહેલાં ડબ્લિનમાંથી ડૉક્ટર ઑફ લૉઝની પદવી મેળવી. ૧૯૧૨-માં અલ્લાહાબાદમાં વકીલાત શરૂ કરી અને સત્વર અગ્રણી વકીલ થઈ પડ્યા. ૧૯૨૦માં હાઈકોર્ટના કામચલાઉ જજ નિમાયા. ૧૯૨૩માં સર મહમદ રફીકની જગ્યાએ કાયમ જજ થયા. ૧૯૨૮માં વડા જજ તરીકે કામ કર્યું અને સર ગ્રીન્વુડ મીઅર્સની જગ્યાએ ૧૯૩૨ના માર્ચની ૧૬ મી તારીખે આ પ્રાંતના પહેલા હિંદી વડા જજ થયા. વડા જજ તરીકે દાવાના તાત્કાલિક નિકાલ માટે તેમણે કેટલાક સુધારા દાખલ કરાવ્યા. અલિગઢ અને અલ્લાહાબાદ યુનિવર્સિટીના કામકાજમાં ખૂબ રસ લે છે. 'કેપિટેશન ટ્રિબ્યુનલ'ના સભ્ય

હતા ૧૯૨૮મા નાઈટ થયા. વિજ્ઞાનમાં તેમણે જાણીતી શોધો કરી છે અત્યારે હિંદની ફેડરલ કોર્ટના જજ છે.

સારડા—હરબિલાસ અજમેરમા ૧૮૬૭ના જૂનમાં જન્મ. અજમેરની સરકારી કોલેજમા પ્રથમ વર્ગ સુધીનુ શિક્ષણ લીધુ અને ૧૮૮૮મા આગ્રા કોલેજમાથી કલકત્તા યુનિવર્સિટીની બી એ.ની પરીક્ષા અગ્રેજીમા માન સહિત પસાર કરી. ૧૮૮૯મા અજમેરની સરકારી કોલેજમા સિનિયર શિક્ષક તરીકે નિમાયા. ૧૮૯૨મા અજમેર મેવાડાના ન્યાયખાતામા ભરતી થઇ. ૧૮૯૫માં જેસલમીરના મહારાવળના ગાર્ડિયન નિમાયા. ૧૯૦૨મા ન્યાયખાતામા પાછા ફર્યા. તે થોડાં વર્ષ વધારાના ઈ. એ સી તથા અજમેરના ફર્સ્ટ ક્લાસ સબ જજ હતા. પાછળથી અજમેરની સ્મોલ કૉઝ કોર્ટના જજ નિમાયા. ૧૯૨૨મા અજમેર–મેરવાડાના વધારાના ડીસ્ટ્રિક્ટ તથા સેશન્સ જજ તરીકે કામ કર્યુ આઠ વર્ષ સુધી અજમેરના મ્યુનિસિપલ કમિશ્નર હતા ગઈ મહાન લડાઈ વખતે અજમેર–મેરવાડા પ્રચારખાતાના માન મત્રી હતા ૧૯૨૩મા સરકારી નોકરી માંથી નિવૃત્ત થયા ૧૯૨૪ના જાનુઆરીમા ધારાસભાના સભ્ય ચૂટાયા ૧૯૨૫મા જોધપુરની મુખ્ય કોર્ટના સેશન્સ જજ નિમાયા ૧૯૨૬ના નવેમ્બરમા ધારાસભામા ફરીવાર ચૂટાયા ૧૯૨૫ના જાનુઆરીમા તેમણે બાળલગ્ન–બિલ રજૂ કર્યુ તે સયોગવશાત્ ૧૯૨૯ના સપ્ટેમ્બરમા પસાર થયુ અને તે જ વર્ષના ઓક્ટોબરની પહેલી તારીખે તેણે કાયદાનુ સ્વરૂપ લીધુ ૧૯૩૦મા ધારાસભામા ત્રીજીવાર ચૂટાયા. હિંદુ શ્રેષ્ઠતા' નામક પ્રસિદ્ધ પુસ્તકના તે લેખક છે.

સાવરકર—વિનાયક જન્મ ૧૮૮૩ બેરિસ્ટર નાની ઉમરમા જ રાષ્ટ્રીય હિલચાલમા જોડાયા સ્વામજી કૃષ્ણ વર્મા તથા માદામ કામાની હેઠળ હિંદની રાજકીય પ્રગતિ માટે કાર્ય કર્યુ નાસિક કાવતરા કેસ માટે ઇગ્લંડમા તેમની ધરપકડ થઈ, પરતુ માર્સેલ્સ પાસે સ્ટીમરમાંથી નાસી છૂટયા પરતુ ફરીથી પકડીને જીવન ભર દેશનિકાલ કરવામા આવ્યા ૧૯૧૧–૨૪ ૧૯૨૪માં ગના

ગિરિમાં નજરકેદ રાખવામાં આવ્યા, પરંતુ તાજેતરમાં તેમના પરના બધા પ્રતિબંધો દૂર કરવામાં આવ્યા છે.

**સાહા—મેઘનાદ :** ડી. એમ. સી., એફ. આર. એસ. અલ્લાહાબાદ યુનિવર્સિટીમાં પદાર્થશાસ્ત્રખાતાના વડા. જન્મ ૧૮૯૩ બી. એમ. સી. ૧૯૧૩ [પ્રથમ વર્ગ સી. ૧૯૧૫ (પ્રથમ વર્ગ મિશ્ર ગણિતમાં બીજે નંબરે) પી. આર. એસ. ગણિતમાં બીજે નંબર] એમ. એમ. ડી. એસ. સી. ૧૯૧૯ લંડન અને બર્લિનની શાહી કોલેજમાં કામ કર્યું છે. કલકત્તા યુનિવર્સિટીની સાયન્સ કોલેજમાં લેક્ચરર. ૧૯૨૧–૨૩માં કલકત્તા યુનિવર્સિટીમાં પદાર્થશાસ્ત્રના ખૈર પ્રોફેસર. અલ્લાહાબાદ યુનિવર્સિટીના પ્રોફેસર ૧૯૨૩. રૉયલ સોસાયટીના ફેલો. હિંદી વિજ્ઞાનપરિષદના પ્રમુખ ૧૯૩૪. જર્મન એકેડેમી ઓફ સાયન્સના કોરસ્પોન્ડિંગ મેમ્બર. ૧૯૩૫–૩૬ કાર્નેગી રિસર્ચ સ્કૉલર. આધુનિક સમયના એક વિખ્યાત વૈજ્ઞાનિક. પદાર્થશાસ્ત્રના જગતમાં આંતરરાષ્ટ્રીય કીર્તિ સંપાદન કરી છે. વિજ્ઞાન ઉપર અનેક લેખો તથા પુસ્તકો લખ્યા છે.

**સિકંદર હયાતખાન—સર, નાઈટ** જન્મ ૧૮૯૨. એમ એ. ઓ. કૉલેજ અલિગઢ તથા લંડનની યુનિવર્સિટી કૉલેજમાં શિક્ષણ લીધું છે. લડાઈ દરમિયાન રેક્રુટીંગ ઑફિસર હતા. પંજાબ ધારાસભાના સભ્ય. ૧૯૩૦માં પંજાબ સરકારના મહેસૂલખાતાના સભ્ય. ૧૯૩૨ અને ૧૯૩૪માં પંજાબ પ્રાંતના કામચલાઉ ગવર્નર નિમાયા હતા. અત્યારે પંજાબ સરકારના વડાપ્રધાન.

**સિંગ—શ્રી કૃષ્ણ.** જન્મ ૧૮૮૮ના ઓક્ટોબર ૨૧. પટણા કૉલેજમાં કેળવણી લીધી. ૧૯૧૫માં વકીલાતની પરીક્ષા પસાર કરી ૧૯૨૧માં વકીલાત છોડી દઈ રાજકારણમાં પડ્યા. ૧૯૨૭માં બિહાર અને ઓરિસ્સા કાઉન્સિલના સ્વરાજ–પક્ષના નેતા નિમાયા, ૧૯૩૪ના ધરતીકંપ દરમિયાન મુઝફ્ફરપુર અને બીજાં સ્થળોએ ખૂબ રાહતકાર્ય કર્યું. મધ્યસ્થ ધારાસભામાં મહાસભાના સભ્ય હતા. મોંગીર ડીસ્ટ્રિક્ટ બોર્ડના પ્રમુખ. બે વર્ષ જેલમાં રહ્યા. બિહારમાં મહાસભા–પ્રધાનમંડળના મુખ્ય

પ્રધાન; રાજદ્વારી કેદીઓને છોડવા માટે ગવર્નરે ના પાડતાં રાજીનામું આપ્યું હતું.

**સિંધ—સર ગણેશદત્ત, નાઇટ :** ૧૯૨૩થી બિહાર અને ઓરિસ્સાના સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન. જમીનદાર. જન્મ જાન્યુઆરી ૧૮૬૮. ૧૮૭૯માં રૂકિમણિ કુમારી સાથે લગ્ન થયાં. પટણા કોલેજિયેટ સ્કૂલમાં તથા પટણા કોલેજમાં શિક્ષણ લીધું. ૧૮૯૧માં મેટ્રિક, ૧૮૯૫માં બી. એ., ૧૮૯૭ બી. એલ. થયા. ૧૮૯૮માં સ્થાનિક વકીલ-મંડળમાં દાખલ થયા. ૧૯૦૪માં કલકત્તા હાઈકોર્ટમાં તથા ૧૯૧૬માં પટણા હાઈકોર્ટમાં દાખલ થયા. ૧૯૨૧માં પૂર્વ પટણા તરફથી વગર વિરોધે ચૂંટાઈ ગયા. પશ્ચિમ મુઝફ્ફરપુર તરફથી ૧૯૨૩ તથા ગયા તરફથી ૧૯૨૬માં ચૂંટાયા. ૧૯૨૨માં ધારાસભા માટે સઘળો સમય વ્યતીત કરવા માટે વકીલાત છોડી દીધી. ધારાસભાની અગત્યની કમિટીઓમાં સરકારનિયુક્ત સભ્ય. 'પાટલિપુત્ર હાઈસ્કૂલ' નામથી પટણામાં હાઈ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના કરી. બિહારના જમીનદાર-મંડળના મંત્રી ૧૯૧૭-૧૯.

**સિંહા—સચ્ચિદાનંદ, બેરિસ્ટર :** હિંદી વડી ધારાસભાના પહેલા ચૂંટાયેલ પ્રમુખ. બિહાર તથા ઓરિસ્સા સરકારના પહેલા હિંદી ફાઈનેન્સ મેમ્બર ૧૯૨૧-૨૬. ધારાસભાના પ્રમુખ ૧૯૨૧-૨૨. પટણા યુનિવર્સિટીના વાઈસ-ચેન્સલર ૧૯૩૬. જન્મ ૧૮૭૧ ૧૦ મી નવેંબર. લાહોરના સ્વ. સેવારામનાં પુત્રી સ્વ. શ્રીમતી રાધિકા સાથે લગ્ન થયાં. પટણા કોલેજ તથા કલકત્તાની સીટી કોલેજમાં કેળવણી લીધી. ૧૮૯૩માં બેરિસ્ટર થયા. કલકત્તા હાઈકોર્ટના એડવોકેટ ૧૮૯૩. અલ્લાહાબાદ હાઈકોર્ટ ૧૮૯૬. પટણા હાઈકોર્ટ ૧૯૧૬. ૧૮૯૯-૨૧ 'હિંદુસ્તાન રિવ્યુ'ની સ્થાપના કરી તથા ચલાવ્યું. શાહી ધારાસભામાં બે વખત સભ્ય ચૂંટાયા. વડી ધારાસભામાં ચૂંટાયા ૧૯૨૦. ૧૯૨૧ના ફેબ્રુઆરીમાં પહેલા ડેપ્યુટી પ્રમુખ ચૂંટાયા. પોતાની પત્નીના સ્મરણાર્થે રાધિકા સંસ્થા સ્થાપી તથા અર્પણ કરી. તેમાં પટણાનો વિશાળ હોલ આવેલો છે. ઉપરાંત સચ્ચિદાનંદ

સિંહા પુસ્તકાલય આવેલું છે. તેમાં ઉત્તમ અંગ્રેજી પુસ્તકોનો સંગ્રહ છે. ૧૯૨૬ માં 'હિંદુસ્તાન રિવ્યુ'નું તંત્રીપદ ફરીથી લીધું. ૧૯૩૧માં પટણાના 'ઇન્ડિયન નેશન'ના મેનેજીંગ ડીરેક્ટર થયા. ૧૯૩૩માં જોઈન્ટ પાર્લામેન્ટરી કમિટી સમક્ષ હાજર થયા. ૧૯૩૫માં લખનૌ યુનિવર્સિટીના પદવીદાન સમારંભનું ભાષણ આપ્યું.

**પુસ્તકો :** 'બંગાળાના ભાગલા' 'સચ્ચિદાનંદ સિંહાનાં ભાષણો ને લેખો' સિરનામું. પટણા–બિહાર.

**સીલ—બ્રિજેન્દ્રનાથ :** એમ. એ. પી. એચ. ડી. પ્રખ્યાત વિદ્વાન. જન્મ કલકત્તામાં ત્રીજી સપ્ટેંબર ૧૮૬૪. પ્રવેશક પરીક્ષા પસાર કર્યા બાદ 'જનરલ એસેમ્બ્લિઝ ઇન્સ્ટિટ્યુશન' (હવે સ્કૉટિશ ચર્ચિઝ કૉલેજ)માં દાખલ થયા ૧૮૭૮. બી. એ. માં પ્રથમ વર્ગમાં માન સહિત પસાર થયા ૧૮૮૩. ૧૮૮૪માં તત્ત્વજ્ઞાન સહિત એમ. એ. માં પહેલા આવ્યા. ૧૮૯૬માં કુચબિહાર કૉલેજના પ્રિન્સિપાલ નિમાયા. ૧૮૯૯માં રોમમાં ભરાયેલ પૌર્વાત્યોની આંતરરાષ્ટ્રીય પરિષદમાં હિંદી,–વિભાગ ખોલ્યો. ઇંગ્લંડ, ઇટલિ, ફ્રાન્સ તથા બીજા દેશોની મુલાકાત લીધી. ૧૯૦૫–૦૬. ૧૯૧૧માં લંડનમાં આંતરરાષ્ટ્ર જાતિ–પરિષદમાં ચર્ચા કરી. ૧૯૧૨માં યુરોપની ફરીથી મુલાકાત લીધી. ૧૯૧૩માં કલકત્તા યુનિવર્સિટિમાં કિંગ જ્યૉર્જ ધી ફિફ્થ પ્રોફેસર ઓફ ફિલોસોફી નિમાયા. વર્ષો સુધી માઇસોર યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર.

**સુલ્તાન અહમદ સર :** પટણા હાઈકોર્ટના જજ. ગવર્નરની કારોબારી સભાના સભ્ય તથા પટણા યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર હતા. ગોળમેજી પરિષદના સભ્ય. મુસ્લિમ–લીગની સ્થાપના સાથે સંકળાયેલ છે. અત્યારે વાઈસરૉયની કારોબારી સભાના વેપાર–ખાતાના સભ્ય તરીકે કામ કરે છે.

**સુહરાવર્દિ–લેફ્ટેનન્ટ કર્નલ હસન :** નાઇટ, ઈસ્ટ ઇન્ડિયા રેલવેના પ્રથમ હિંદી તબીબી અધિકારી. નવી સ્થપાયેલ મેડિકલ

કાઉન્સિલ ઓફ ઇન્ડિયાના પહેલા મુસલમાન વાઇસ ચેન્સેલર. બંગાળની ધારાસભાના ડેપ્યુટી પ્રેસિડન્ટ હતા.

**હબિબુલ્લા,—સર મહંમદ** : કે. સી. એસ. આઈ. કે. સી. આઈ. ઈ. એલ. એલ. ડી. જન્મ ૧૮૬૯. ૧૮૮૮માં વકીલાત શરૂ કરી. ૧૯૦૯–૧૨ માં ધારાસભાના સભ્ય. ૧૯૨૦ મદ્રાસ કોર્પોરેશનના સભ્ય. ૧૯૧૯માં મદ્રાસની કારોબારી કાઉન્સિલના કામચલાઉ સભ્ય. મદ્રાસની કારોબારી કાઉન્સિલના બે વખત સભ્ય; ૧૯૨૫–૩૦ વાઈસરોયની કારોબારી કાઉન્સિલના કેળવણી-ખાતાના સભ્ય. ૧૯૨૬ માં દક્ષિણ આફ્રિકા ગયેલ હિંદી પ્રતિનિધિમંડળના આગેવાન. ૧૯૨૯માં રાષ્ટ્રસંઘમાં ગયેલ હિંદી પ્રતિનિધિમંડળના આગેવાન. ત્રાવણકોરના દીવાન ૧૯૩૪.

**હક્સર—સર કૈલાસ નારાયણ** : નાઇટ, સી. આઈ. ઈ. ૧૮૭૬માં જન્મ. અલ્લાહાબાદ તથા ગ્વાલિયરમાં શિક્ષણ લીધું. મહારાજા સિંધિયાના ખાનગી મંત્રી. ગોળમેજી પરિષદના સરકારનિયુક્ત સભ્ય. ગોળમેજી પરિષદમાં ગયેલ હિંદી રાજ્યોના પ્રતિનિધિમંડળના મંત્રી. બીજી ગોળમેજી પરિષદમાં કાશ્મીર રાજ્યના પ્રતિનિધિ.

**હિદાયતુલ્લાહ—સર ગુલામ હુસેન** : જન્મ ૧૮૭૮. ડી. જે. સિંધ કૉલેજ તથા ગવર્મેન્ટ લૉ સ્કૂલમાં કેળવણી લીધી. ૧૯૨૧થી ૧૯૨૮ સુધી મુંબઈ સરકારના પ્રધાન. મુંબઈ સરકારની કારોબારી સભાના સભ્ય. ગોળમેજી પરિષદના સભ્ય. સિંધની સલાહકાર કમિટીના પ્રમુખ. અત્યારે સિંધના વડાપ્રધાન.

**હૈદરી—સર અકબર,** નાઇટ પી. સી. એલ. એલ. ડી. જન્મ ૧૮૬૯. હૈદ્રાબાદના મહેસૂલખાતાના સભ્ય. મુંબઈની ફ્રેવિયર કૉલેજમાં કેળવણી લીધી. ૧૮૮૮માં સરકારી મહેસૂલખાતામાં દાખલ થયા. ૧૯૦૫માં હૈદ્રાબાદ રાજ્યના એકાઉન્ટન્ટ જનરલ. ૧૯૨૦માં મુંબઈના એકાઉન્ટન્ટ જનરલ. હૈદ્રાબાદ રાજ્યની કારોબારી સભાના મહેસૂલ તથા રેલવેખાતાના સભ્ય ૧૯૨૧. અખિલ હિંદ મુસ્લિમ-કેળવણીપરિષદના પ્રમુખ ૧૯૧૭.

# વર્ણાનુક્રમણી

નિસર્ગોપચારની દૃષ્ટિએ ચાલી રહેલી

# આરોગ્ય ગ્રંથાવલિ

: સંચાલક :

રમણલાલ એન્જિનીઅર

આરોગ્યની બાબતમાં ધરતીના પટ ઉપર હિંદુસ્તાન જેવો પતિત દેશ બીજો એક પણ નહિ હોય. આવી શરમજનક સ્થિતિ હોવાનું મોટામાં મોટું કારણ તો આપણી ગુલામી–જેમાંથી ભૂખમરો ને આળસ જનમ્યાં છે તે–છે, પરંતુ આપણા અજ્ઞાનનું કારણ પણ જેવું તેવું નથી. ઉપરાંત માંદા પડ્યા પછી એમાંથી ઊગરવાના આપણે જે દાક્તરી માર્ગો લઈએ છીએ તે તો લગભગ સોએ સો ટકા અજ્ઞાન–મૂલક છે તે આ ગ્રંથાવલિનાં પુસ્તક વાંચવાથી સમજાઈ આવશે. શરીર શું છે, એની રચના શી છે, રોગ શું છે, રોગનું નિવારણ શું છે ઇત્યાદિ શરીરના શુદ્ધ અને સાત્વિક આરોગ્યને લગતી તમામ બાબતો આ ગ્રંથાવલિની પુસ્તિકાઓમાં જણાવવામાં આવે છે.

જાહેર જનતા જો અમારા ઉપર વિશ્વાસ મૂકે તો અમે કહેવા ઇચ્છીએ છીએ કે જો તમે ભણેલા હો તો આ ગ્રંથાવલિ તમારા જીવનની પ્રાથમિકમાં પ્રાથમિક જરૂરિયાત છે. આના ગ્રાહક થવા માટે ફક્ત ત્રણ રૂપિયા ખર્ચીને તમારું આરોગ્ય અને એ જાળવવા માટે તમારાથી થતું પુષ્કળ ખર્ચ–એ બંને તમે બચાવી શકશો.

લગભગ સાડા છસો પાનાંની, આવશ્યક જણાય તેટલાં ચિત્રોવાળી, આ બાર પુસ્તિકાઓનું વાર્ષિક લવાજમ ઘેર બેઠાં

**હિંદમાં ત્રણ રૂપિયા : બ્રહ્મદેશમાં સાડાત્રણ રૂપિયા**
**પરદેશમાં છ શિલિંગ અથવા ચાર રૂપિયા છે.**

## ભા ર તી સા હિ ત્ય સં ઘ

| પાનકોરનાકા | પ્રિન્સેસ સ્ટ્રીટ | બાલાજી રોડ | ઉન્મો હોલ | સૌરાષ્ટ્ર રોડ |
|---|---|---|---|---|
| અમદાવાદ | મુંબઈ | સુરત | કરાચી | રાણપુર |

સામાન્ય જનતાનું લોકમાસિક

# નવરચના

તંત્રી
**વજુભાઈ શાહ**

થોકબંધ બહાર પડતાં માસિકો કરતાં આ માસિકમાં જે લેખો, વાર્તાઓ, નિબંધો, પત્રો, નોંધ વગેરે આવે છે તે સામાન્ય જનતાની સાદી ભાષામાં જ, એના જીવનવ્યવહારને અનુરૂપ હોય એવી રીતે જ આવે છે. દરેક લેખનની પાછળ સામાજિક કે રાષ્ટ્રીય આદર્શ રહેલો હોય છે. તેથી જ એ સામાન્ય જનતાને અને લોકસેવકોને એક સરખું જ પ્રિય થઈ પડ્યું છે.

આ માસિકનો કોઈ પણ અંક જોઈને ઉપરની વિગતની ખાત્રી કરજો. અત્યારે એનું ત્રીજું વર્ષ ચાલે છે.

વ્યવસ્થાવિભાગ
**નવરચના કાર્યાલય**
રાણપુર : ( કાઠિયાવાડ )

તંત્રીવિભાગ
**નવરચના કાર્યાલય**
પાનકોરનાકા : અમદાવાદ

: વાર્ષિક લવાજમ :

**દેશમાં બે રૂપિયા બે આના**
**બ્રહ્મદેશમાં અઢી રૂપિયા**
**પરદેશમાં પાંચ શિલીંગ**

- અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે અને કોઈ પણ મહિનાથી એક વર્ષ માટે ગ્રાહક થઈ શકાય છે.
- દર વર્ષે લગભગ અઢીસો પાનાનું ભેટપુસ્તક આપવામાં આવે છે અને તે એપ્રિલમાં પ્રગટ થાય છે.